વહેવાતું રહ્યું, પણ આખરે જાણે કે એના અંતરાત્માએ—એની હૈયાઉકલતે જ એને આશ્વાસન આપ્યું: 'એણે તને મેંદીનો રંગ આપ્યો; પણ ભૂંડા, તેં તો સામે ગેરુ ઘોળ્યો છે. ને ગેરુનો રંગ તો આસક્તિનો નહિ, અનાસક્તિનો છે—રાગનો નહિ, વૈરાગ્યનો છે, વિરક્તિનો છે...'

કેશુનો બધો વહેપાત ઓસરી ગયો. બધી વ્યગ્રતા ચાલી ગઈ. એની સામાન્ય કોઠા–સૂઝે સમાધાન મેળવ્યું: 'ગેરુનો રંગ વૈરાગનો. ધરમની ધજાનો રંગ ગેરુનો... સાધુસંન્યાસીની કંથાનો રંગ ગેરુનો...'

આ સમાધાન સાંપડ્યા પછી કેશુનો હૈયાભાર હળવો થયો ત્યારે આકાશમાં અરુંધતીનો તારો એની આંખ સામે આવી ઊભો હતો—જે સમયે મુખીને ત્યાં વેદોચ્ચાર કરી રહેલ શાસ્ત્રી વરઘોડિયાંને અરુંધતીનાં દર્શન કરાવી રહ્યા હતા!

☆

'અખંડ આનંદ'ના ગયા સપ્ટેમ્બર અંકમાં અબૂલકલામ આઝાદની કુરાને–મજીદની અર્પણ-પત્રિકા વિશેનો એક કિસ્સો પ્રસિદ્ધ થયો હતો, તેમાં થોડીક શરતચૂક હતી. આખી યે મૂળ અર્પણ પત્રિકાનો ગુજરાતી અનુવાદ શ્રી ચીનુભાઈ ગી. શાહના સૌજન્યથી નીચે પ્રસિદ્ધ કરીએ છીએ.

## સમર્પણ

ઘણું કરીને ઈસવી સન ૧૯૧૭ના ડિસેમ્બરની ઘટના છે. હું રાંચીમાં નજરબંધ હતો. ઈશાની નમાજમાંથી છૂટો થઈને મસ્જિદમાંથી નીકળ્યો તો મને જણાયું, કે કોઈ માણસ કામળો ઓઢીને ઊભો છે.

'તમે મને કાંઈ કહેવા માગો છો?'

'જી હા, હું ઘણે દૂરથી આવ્યો છું.'

'ક્યાંથી?'

'સરહદની પેલી પારથી.'

'અહીંઆં ક્યારે પહોંચ્યા?'

'આજે સાંજે પહોંચ્યો. હું ઘણો ગરીબ માણસ છું. કંદહારથી પગે ચાલતોચાલતો ક્વેટા પહોંચ્યો. ત્યાં કેટલાક મારા વતનના વેપારીઓ મળી ગયા. તેમણે મને નોકરીમાં રાખી લીધો; અને આગ્રા પહોંચાડ્યો. અને આગ્રાથી અહીં સુધી ચાલતો જ આવ્યો છું.'

'અફસોસ! તમે આટલી મુસીબતો શા માટે વેઠી?'

'એટલા માટે કે તમારી પાસેથી કુરાને–મજીદના કેટલાક પ્રસંગો સમજી લઉં. અલ–હિલાલ અને અલ–બલાગનો શબ્દેશબ્દ મેં વાંચ્યો છે.'

આ માણસ થોડા દિવસ સુધી રહ્યો અને પછી એકાએક પાછો જતો રહ્યો. જતી વેળાએ મને એ એટલા માટે ન મળ્યો કે તેને શંકા હતી, કે તેને હું પાછા જવા માટે ખર્ચ અંગે રૂપિયા આપીશ. એને ઇચ્છા નહોતી કે એ ભાર તે મારા પર નાખે. જરૂર, પાછા જતી વખતે પણ મુસાફરીનો મોટો ભાગ તેણે પગે ચાલીને જ કાપ્યો હશે.

મને તેનું નામ યાદ નથી, તે જીવે છે કે નહિ તેની પણ મને ખબર નથી, પરંતુ જો મારી સ્મરણશક્તિ કમજોર ન નીવડી હોત તો હું આ પુસ્તક તેના નામે સમર્પણ કરત.

૧૨ સપ્ટેમ્બર ૧૯૩૧, કલકત્તા. અબૂલકલામ.

# નરસિંહરાવ

**શ્રી ધનસુખલાલ મહેતા**

જ્ઞાનની અભિવ્યક્તિ જે સાધન દ્વારા થાય છે તે ભાષાને પણ પોતાનું શાસ્ત્ર છે આપણી ગુજરાતી ભાષાશાસ્ત્રના પ્રખર પંડિત તે નરસિંહરાવ ભોળા-નાથ દિવેટિયા કવિ, વિવેચક ને રસવતી શૈલીના હળવા તેમજ ગભીર નિબંધોના લેખક તરીકે એમની ખ્યાતિ ઘણી જ હતી આપણી ભાષામા કવિતાની દિશામા અંગ્રેજી કવિતાને અનુસરણું નવું પ્રસ્થાન એમની કવિતાથી થયુ અનવ નિદ્રાના પોઢેલા ગુજરાતી સાહિત્યના આ ભીષ્મપિતામહ ઉપર ને એમના ગ્રંથો ઉપર વિવેચન લખાયું છે ખરુ, પણ નાટ્યરૂપે એમનું જીવનચરિત્ર આલેખવાનો ગુજરાતીમા આ પ્રથમ જ પ્રયાસ છે 'છે માનવી જીવનની ઘટમાળ એવી, દુ ખપ્રધાન, સુખ અલ્પ થકી ભરેલી ' ગાનાર નરસિંહરાવભાઈ ઉપર સગાવહાલા ને મિત્રોના મૃત્યુનો ગાઢો અંધાર દેહ સુધી છવાઈ રહ્યો હતો આ નાટિકામા ઇતિહાસ ને કરુણરસનું અનોખુ ભાવસંમિશ્રણ થયું છે.

પાત્રો

નરસિંહરાવ:

સુશીલા: એમના પત્ની

કુમાર: તેમની આગલી પત્નીનો પુત્ર

સ્થળ: મદીનવિલા, ખાર

સમય (૧) નરસિંહરાવ અને સુશીલા વચ્ચેના સંવાદમાં તા ૭-૭-૧૯૩૬ સુધીનો

(૨) નરસિંહરાવ અને કુમાર વચ્ચેના સંવાદમાં તા ૧૪-૧-૧૯૩૭ સુધીનો.

[નેપથ્યમા સગીત]

ચૌગમ નાખી નજર નિહાળું હું—
મૃત્યુ કપરાં રહ્યું રે લોલ ?
માયાદેહ ધરવુ એહ જ .
મૃત્યું મરી ગયુ રે લોલ

[અલ્પ સમયના સગીત પછી]

નરસિંહ: સુશીલા! સુશીલા! તમે જવાબ કેમ દેતાં નથી?

સુશીલા શું છે?

નરસિંહ. હું સમજ્યો તમે પણ મ્હને છોડીને જવા માગો છો!

સુશીલા: આજ તમે આમ કેમ બોલો છો?

નરસિંહ. તમારો અવાજ કહી આપે છે કે તમે ગભીર માંદગી ભોગવી રહ્યાં છો તો અત્યારસુધી બોલતાં કેમ ન્હોતાં?

સુશીલા તમે નાહકના વ્હેમાઓ છો. મ્હને કશુ થયુ નથી, પણ તમને કેમ છે? કાંઈ થાય છે?

નરસિંહ મ્હને? મ્હને? સુશીલા! આ તમારા પ્રશ્નનો જવાબ હું શો આપુ? મ્હને કાંઈક થાય છે? મ્હને શું થતું નથી? મ્હારાં ચર્મચક્ષુ તો ગયાં દિવ્યચક્ષુથી તે પરમ કૃપાળુ પ્રભુને નિહાળવા યત્ન કર્યા કરુ છુ, અને તમારો અવાજ મ્હને એ યત્નમાં ટકાવી રાખે છે

સુશીલા: દવા લેશો? વખત ક્યારનો ય થઈ ગયો છે

નરસિંહ: હજી દવા લેવી પડશે? હેની જરૂર છે ખરી?

સુશીલા: તમે આમ ના બોલો તમે હિંમત ના હારો

નરસિંહ: તમે સાચુ કહો છો, સુશીલા! ભરસમુદ્રમાં હિંમત ના હારી તો હવે કિનારે આવતાંઆવતાં શા માટે હારિયે? તમને તો સ્મરણમાં હશે જ

'વિકટ પર્વત વારે ચઢતાં પાન્થ ઉચ્ચ શૃગ તરફ દષ્ટિ કરીને પ્રશ્ન પૂછે છે 'કાંઈ આશાને સ્થાન છે?' અને એ પ્રશ્નનો ઉત્તર

કોઈ માનવથી ન સમઝાય તેવી ભાષામાં મળે છે. તે આ ધાન્યના હૃદયમાં ઊંડે-ઊંડે ઊતરી જાય છે:

'દૂર દૂર અતિ દૂર ઝંખતા દિગંતમાં જો આમ!
ભવ્ય ગુલાબી ઉષાસ્વરૂપે પ્રગટયા પ્રભુ એ ઠામ;
હામ પછી કયમ હું હારું?'

સુશીલા: ઓવલટીન લેશો?

નરસિંહ: ઓવલટીન? હા, જે આપશો તે લઈશ. પણ, સુશીલા!

સુશીલા: કેમ?

નરસિંહ: ના; બીજું તો કશું નહિ, પણ માત્ર બે વર્ષ પહેલાં પ્રેમલ હતો. જુવાન હતો. ઈચ્છા—આશાથી ભર્યો ભર્યો હતો. ચિત્રકલાનો રસિયો હતો. હેને અહીં શાની ન્યૂનતા લાગી હશે કે એ ચાલ્યો ગયો?

[ કંઈક દૂર લાગતું ગીત ગવાય છે. ]

બસી ન સકિયો તું એ અનુપ દિવ્ય ને બન્ધનો,
ધરી વિરલ હોંશ ત્હેં: 'અધિક સૂક્ષ્મતા સાધનો;
મળે અમર ભૂમિમાં, તહિં વસી કલા કેળવું,
વિકાસ-અદકો ધરે સુજ કલા, હું તે મેળવું.'

[ ગીત બંધ થાય છે. ]

સુશીલા: એ સઘળું સંભાયેથી હવે શું? આપણે તો દુઃખથી ટેવાયેલાં છિયે ને!

નરસિંહ: હા, આપણે તો દુઃખથી ટેવાયેલાં છિયે અને જ્ઞાની પણ છિયે, ખરું ને? સાંભરે છે?

સુશીલા: શું?

નરસિંહ: પ્રેમલ મૃત્યુ પામ્યો તે પહેલાં માત્ર બે વર્ષ અગાઉ આપણી લવંગિકા ગઈ. તે વખતે ગાંધીજીનો—

સુશીલા: એ કોઈ ભૂલી જવાય? ગાંધીજીએ આપણને લખ્યું હતું કે:

'પણ એ પુત્રીના મૃત્યુનું દુઃખ તમને ન હોય. તમારી પાસે ખરખરો પણ શો કરવો? તમે બંને દુઃખથી ટેવાયેલાં છો અને જ્ઞાની પણ છો.'

નરસિંહ: અને પછી ત્હેના જવાબમાં મેં ત્હેમને લખ્યું હતું:

'આમ આવે પ્રસંગે, આપે હમારું સ્મરણ રાખ્યું એ વિચારથી હૃદય આર્દ્ર થયું. પ્રભુ દયાળુ આમ અણધાર્યાં આશ્વાસનોમાં અમૃત સીંચે છે એ ઓછી ધન્યતા છે?'

સુશીલા: અને 'આનું દુઃખ તમને ન હોય' એ પાંચ શબ્દોમાં જે અમૂલ્ય સદ્‌ભાવ હેમણે પૂર્યો તે બીજે કહીંથી એ રૂપમાં આપણને મળ્યો નથી.

નરસિંહ: પણ સુશીલા! એ શબ્દો વડે હેમણે આપણને બંનેને જે ઊંચી કક્ષામાં જ્ઞાન, તપશ્ચર્યા વગેરે સંપત્તિને સંબંધે મૂક્યાં તે યોગ્યતા પ્રાપ્ત કરવાને પ્રભુ આપણને સામર્થ્ય આપો.

સુશીલા: હાસ્તો.

નરસિંહ: આપણે તો, સુશીલા, હજુ રંક માનવની ભૂમિકામાં ભમિયે છિયે. માત્ર આવીઆવી કસોટીને પ્રસંગે ઉચ્ચતર ભૂમિકામાં ચઢવાને પ્રભુ દયાળુ ગાંધીજી જેવા સજ્જનની દ્વારા પાંખો આપે છે.

સુશીલા: શાંતિદાતા શાંતિ આપે છે અને આપશે.

નરસિંહ: તે ઉપરાંત ગાંધીજીએ આપણને કેવો ઉચ્ચ ઉપદેશ એ પત્રમાં આપ્યો છે! કે 'આ જગતમાં જેટલાં બાળક છે તે પણ ક્યાં તમારાં નથી?'

સુશીલા: એ સાચું છે, છતાં કોઈકોઈ વાર હતાશ થઈ જવાય છે.

નરસિંહ: અને એમ પણ થઈ જાય છે કે આપણે તે એવડાં મોટાં કિયાં ભક્ત કે આપણી આવડી કારમી કસોટી પ્રભુ કરે છે!

શું ખરેખર?

'મૃત્યુ જીવનતત્ત્વને
છાપના મુજ ઉર મિશે,

વિશ્વ દુ:ખ તણી વ્યથા
અસમર્થ શું પ્રભુને દિસે ?
વિશ્વમાં વ્યાપક મહા
દુઃખથી જો બુદ્ધને
તીવ્ર સંવેદન થયું,
ત્યમ મુજ ઉરે શું નવ બને ?'

અને સુશીલા !

'નિત્ય નિત્ય યમાલયે
જાય જગના જીવ, જો'
એથી શાસન નહિ મળે ?
શું પ્રિયજનો ખોવા, પ્રભો ?'

પણ અરે !

સુશીલા • કાંઈક લીધાને તમને ઘણો વખત થઈ ગયો હવે કશુંક લેશો ?

નરસિંહ આપણા જીવનપર્યટણને પણ કયાં ઓછાં વખત મળ્યો છે ! લાંબો, ઘણો લાંબો કાળ વીતી ગયો હોય એમ જણાય છે પણ આજે આપણને ભૂતકાળમાં ભળવું શાથી ગમે છે ? મુસાફરીનો અંત પાસે આવ્યો હશે એથી એમ થતું હશે ?

સુશીલા હા, એમ પણ હોય

નરસિંહ પાછળ નજર કરું છું તો ૧૯૨૮–૨૯નાં વર્ષ સ્મરણમુકુરમાં જોઈ સકું છું એમ શાથી ? તે વેળા શો પ્રસંગ બનેલો ? ડાયરીમાં જોશો ?

સુશીલા ત્હેમાં ડાયરીમાં શું જોવું હતું ! ત્હમારે ઠક્કર વસનજી માધવજીની વ્યાખ્યાનમાળા તૈયાર કરવાની હતી, એ જ કની !

નરસિંહ ત્હમને બરાબર યાદ રહે છે હું તો હવે ભૂલતો જતો હોઉં એમ લાગે છે એ વ્યાખ્યાનમાળા તૈયાર કરવામાં કેટલા સ્નેહીઓએ મને મદદ કરેલી ! એ બધાને મ્હેં કેટલો ત્રાસ આપેલો ! સુશીલા ! મ્હને ઘણીવાર વિચાર આવે છે કે મ્હારો હાવો સ્વભાવ ! હેને લઈને મ્હેં ઘણાને અન્યાય પણ કરી દીધો હશે, છતાં આટઆટલા સ્નેહીઓએ મ્હને પોતાનો સ્નેહ અર્પ્યો ! મ્હારામાં પણ થોડા સદ્‌ગુણ હશે ત્યારે કની ?

સુશીલા હાસ્તો વળી

નરસિંહ હું પણ કેવો આત્મપ્રશંસામાં સરી પડું છું ! પ્રભો ! મ્હને મારી ત્રુટિઓનું ભાન કરાવ્યા કરજે પણ સુશીલા ! મ્હને આ શું સંભળાય છે ?

સુશીલા શું સંભળાય છે ?

નરસિંહ હં હં, આ તો ભીમરાવનું 'આ શાં અણગણ તારાવૃંદ રે'–

[ગીત ક્યાંક ધીમે ગવાતું સંભળાય છે ]

'આ શા અણગણ તારાવૃંદ રે,
દીપે શ્યામ નિશામાં;
સહુ હળીમળી જતો સાથ રે,
મ્હાલે શ્યામ નિશામાં'

[ધીમેધીમે ગીત વાતાવરણમા વિલીન થઈ જાય છે ]

નરસિંહ સુશીલા !

સુશીલા કેમ ?

નરસિંહ આ ગીત સાંભળતાં ત્હમને કશુંક સાંભરે છે ?

સુશીલા શું ?

નરસિંહ આ ગીત તો મનુભાઈનું અતિપ્રિય ગીત ! ભીમરાવે અસલમાં તો બધે ઠેકાણે 'દીપે શ્યામ નિશામાં' લખેલું, પણ મનુભાઈએ સૂચવેલું કે સર્વ ઠેકાણે 'દીપે' શબ્દ આવે તેને બદલે 'ઝૂલે' 'રમે' 'જુવે' 'મ્હાલે' વગેરે જુદાજુદા શબ્દો આવે–વધુ ઉચિત શબ્દો આવે તો અર્થ વિશાલતર થાય અને ગીતનું લાલિત્ય વધે !

સુશીલા મને સાંભરે છે હેવુંહેવું કાંઈ થોડું ભુલાય છે ?

નરસિંહ પણ વળી આ શું ?

'વ્યોમમંડળેથી અમો ઊતર્યાં રે લોલ,
વ્યોમમાં અમારૂં નિત્ય ધામ;
વ્યોમવાસિની રે લોલ!
આવો મધુર બાલ ગરબે ગાઈએ રે લોલ.'
[ગીત ધીમેધીમે વિરમી જાય છે.]

**સુશીલા:** મનુભાઈને તો ત્હમારું 'દિવ્ય ગાયક ગણુ' પણ બહુ ગમતું, ખરું કની?

**નરસિંહ:** હેમને બહુ ગમતુ એ વાત સાચી, પણ સુશીલા! ત્હમે એક વાત ભૂલી જતાં લાગો છો.

**સુશીલા:** કઈ વાત?

**નરસિંહ:** હેમણે એક વેળા કહેલું કે 'દિવ્ય ગાયક ગણુ' ગ્રેન્ડ છે પણ 'દિવ્ય સુંદરીઓનો ગરબો'માં જે લાલિત્ય અને રસિક્તા છે તે તો અદ્દ્ભુત જ છે અને મેં એ વાત કબૂલ પણ રાખેલી.

**સુશીલા:** હા, યાદ આવે છે ખરું.

**નરસિંહ:** મ્હેં હેમને 'હૃદયવીણા' અર્પણ કરતાં કાવ્ય લખ્યું હતું તે વાંચીને એ કેટલા ખુશ થયેલા!

**સુશીલા:** થાય જ ને? કાવ્ય કેટલું સરસ છે!

[જરા દૂર સંભળાતુ ગીત ગુંજી ઊઠે છે.]

'બન્ધુ હો! સ્મરણ ત્હને કાંઈ થાય?
એકદા સખીસાંઝની આંહ્ય,
'દિવ્ય સુન્દરીનો ગરબો' ગાઈ
દિવ્ય સ્વરચના રચી ત્હેં જ્યાંહિં,
કવિત-સરિતા મુજ સળવી બની
ઊછળી તુજ ગાનસરિતની ભણી;
બન્ધુ હો! સ્મરણ ત્હને કાંઈ થાય?
[ગીત ધીમેધીમે વિરમી જાય છે.]

**નરસિંહ:** અહોહો! મનુભાઈનો કંઠ કેટલો સુંદર! હેમાંથી ઝરતાં ગીતો કહેવા દિવ્ય લાગતાં! ક્રૂર કાળે હેમને પણ ના છોડ્યા! હેમને ગયાને કેટલોક સમય થયો હશે?'

**સુશીલા:** પંદરેક વર્ષ થયાં—૧૯૨૧માં મનુભાઈ ગુજર્યા.

**નરસિંહ:** હા, ઘણાં વર્ષ થયાં, પણ કદાચ હેમના એ અતિ મધુર અને સુંદર કંઠમાંથી ઝરતાં ગીતો સાંભળવા માટે જ પ્રભુ દયાળુએ એમને વ્હેલા ના બોલાવી લીધા હોય!

**સુશીલા:** પ્રભુની લીલા અગમ્ય છે.

**નરસિંહ:** ખરું કહ્યું, સુશીલા! જાણું છું છતાં કેટલીક વાર સમજાતું નથી, સહેવાતું નથી. શું એ કંઠમાંથી ઝરેલ ગીત આખરનું વિરમી ગયું? ના ના:—

'ગીત એ નથી વિરમિયું,
વ્યર્થ નથી સ્વરયોગ એ,
અધિક ઉત્ક્રમ પામતુ
સંગીતનાયક તે 'સુણે.'

**સુશીલા:** હવે ત્હમે જરા આરામ કરશો? આજે ત્હમે બહુ બોલ્યા છો, શ્રમ પડશે.

**નરસિંહ:** હું ત્હમને બહુ શ્રમ આપું છું નહિ, સુશીલા? પણ આટલાં વર્ષ ના કંટાળ્યાં અને ના થાક્યાં તો હવે થોડા સમય માટે તમે કંટાળશો? થાકશો?

**સુશીલા:** ત્હમે હેવું હેવું ના બોલો.

**નરસિંહ:** ખરું કહો છો, સુશીલા! હું હિંમત નહિ હારું.

**સુશીલા:** તો બસ.

**નરસિંહ:** પણ આટઆટલો ગરબડાટ શાનો?

[જરા દૂર કોલાહલ—હેમાં સંગીત અને ઝાંઝરનો અવાજ પણ સંભળાય છે અને વિરમી જાય છે.]

**સુશીલા:** શાનો ગરબડાટ?

**નરસિંહ:** સમજ્યો. એ તો મ્હને એલફિન્સ્ટન કોલેજનાં અનેક વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ સાદ કરતાં જણાય છે. એ પણ ૧૯૨૧ની જ સાલ હતી ને?

**સુશીલા:** હાસ્તો.

નરસિંહ ત્યાંના અનેક પ્રિય શિષ્યોનાં અને શિષ્યાંઓનાં સ્મરણ હું કરી શકું છું.

સુશીલા એ બધાનો તમારા પ્રત્યે ખૂબ સ્નેહ હતો, નહિ?

નરસિંહ બેશક, દુર્વાસા કહેવાતો પણ એ દુર્વાસાને પણ એ લોકો ચાહતા અને સત્કારતા પણ વળી આ કોલાહલ! એ કોલેજના વિદ્યાર્થીઓનો નથી જણાતો

સુશીલા: તમે આજ ભૂતકાળને સંભારો છો એટલું જ નહિ, પણ સાંભળો છો પણ ખરા!

નરસિંહ – એમ લાગે છે હો! આ કોલાહલ તો સુરતમાં સાહિત્ય પરિષદની પાંચમી બેઠકનો. હું સાંભળું છું

સુશીલા: તમે તો એ બેઠકના પ્રમુખ હતા કની! ૧૯૧૫ની વાત

નરસિંહ હા, અને એ જ વર્ષમાં મ્હેં વિલ્સન ભાષાવિષયક વ્યાખ્યાનો પણ આપેલાં, ખરું ને, સુશીલા?

સુશીલા હા અને એ જ વર્ષમાં–

નરસિંહ શું સુશીલા? એ જ વર્ષમાં?

હાઆઅ-હાં, સુશીલા, હા, એ જ વર્ષમાં આપણો નલિન પણ ગયો.

સુશીલા: ઓહોહો! કેટલો બધો પીડાયેલો!

નરસિંહ એટલી પીડામાં પણ હેના મ્હોંમાં તો એક જ વાક્ય હતું 'ઊર્મિલા, આવું છું, ત્હારી કને સત્વર આવું છું' નલિન, બેટા નલિન!

> 'માત, ભગિની, મિત્રને
> ઉર પડ્યા આઘાત તે
> તું ન શું જાણે કહી?–
> તેં શૂન્ય મૂક્યો તાત ત્હેં
> અશ્રુ કોના કોણ, કહે,
> આ ક્ષણ લુહે સ્થિર મન કરી?'

સુશીલા: આજ આમ કેમ નાહિંમત થઈ જાઓ છો? તમે જ આગળ નથી લખ્યું કે –

> 'તોય અગ્નિ ભેળવી,
> સર્વ મળી ઉર ખોલતા;
> સ્મરણ તુજ અવસાનના
> કંઈ મધુર મધુરા ઘોળતા'

નરસિંહ મ્હને યાદ છે મ્હારાં રુધિરથી લખેલ શબ્દો મ્હને યાદ ના હોય? પણ નલિનના એ શબ્દો 'ઊર્મિલા, બહેન! હું આવું છું!' નથી ભુલાતા એ શબ્દો અને હેના માત્ર દોઢેક વર્ષ પહેલાં જ ગયેલ ઊર્મિલાની છબિ મ્હારી આંખ આગળ તગવરી રહી છે

સુશીલા જાણે સઘળાં દુઃખથી મુક્ત થઈને ચિરશાંતિમાં પોઢી હોય હેવી એ સૂતી હતી! હેના મુખ ઉપર કેટલી ગાઢ પરમ શાંતિ હતી!

નરસિંહ મ્હે હેને એ વખત જોયેલી, સુશીલા! જોયેલી અને અત્યારે પણ જોઈ સકું છું પણ માત્ર બે વર્ષમાં બે સંતાનો– ઊર્મિલા અને નલિન!

> 'શૃગાલ સન્ધ્યાવતીની પરીક્ષા
> લેવા અઘોરી બની માગી ભિક્ષા
> પ્રચંડ હેરે સુતમેધ કેરી;
> તો એ નભક્તિ ડગી બે જણની અનેરી;
> માગ્યું શૃગાલે વર એક પોતે,–
> 'ન હાથી દેશો કસણી જ કોને;'
> અહો! તથાપિ, સુજને કહ્યો કાં
> બે બાળકો હરી લઈ ઉરરત્ન મોંઘાં?'

સુશીલા પ્રભુ આપણા ઉપર કોપ્યો હશે!

નરસિંહ એમ તે કેમ હોય! સુશીલા! છતાં-પણ, હે ન્યાયસિંધો! જેમ ત્હારી દયા ન્યાયના અંશથી સબળ છે, તેમ ત્હારો કોપ પણ દયાના અંશથી મિશ્રિત હોવાથી મૃદુ છે માટે જ હે દયાસાગર! ત્હારા દયામય અને

તેથી જ સુંદર સ્વરૂપનું સંબોધન કરી ત્હારી કને રક્ષણ માગિયે છિયે.

સુર..લા: એ રક્ષણ નહિ આપે તો બીજો કોણ આપી સકે હેવો છે?

નરસિંહ: એ જ પ્રભુ આપણને રક્ષણ આપશે, એ જ પ્રભુ આપણને હિંમત આપશે; પણ—આ અરસામાં જ કાંતા પણ ગઈ હતી! ખરું ને?

સુર..લા: હા, બિચારાં જોબ–જોબને નમાર્યા કરીને.

નરસિંહ: અને બિચારો કુમાર પણ! કેવો હતાશ થઈ ગયો હતો!

સુર..લા: થઈ જાય જ ને? આઘાત પણ એવો જ હતો ને!

નરસિંહ: પણ આ શું હું સાંભળું છું?

[દૂર સંભળાય છે.]

'मूकं करोति वाचालं पङ्गुं लङ्घयते गिरिम् ।
यत्कृपा तमहं वन्दे परमानन्दमाधवम् ॥'

'દુઃખનો અચૂક એક કીમિયો બતાવું ભાઈ!
કીમિયો બતાવું કાંઈ;
બન્ધુઓથી છાનું નાહિં;
શિદને હું છાનું છેક બન્ધુઓથી રાખું કાંઈ?
દુઃખનો૦'

[ગાન વિરમે છે.]

નરસિંહ: આ તો મ્હારું કીર્ત્તન–૧૯૧૪નું કીર્ત્તન.

[પાછું ફરસ સંભળાય છે.]

'निन्दन्तु नीतिनिपुणाः यदि वा स्तुवन्तु ।
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ॥'

'ધીરજ ધાર્ય તું મારું! મધુરી! ઓ ધીરજ ધારે,
અનિશ્ચલ પ્રેમ છે સ્થાન સતત આશ્વાસનું ત્હારે.
ધીરજ ધાર્ય૦'

[ગાન વિરમે છે.]

નરસિંહ: આ મ્હારું ૧૯૦૪ની સાલનું કીર્ત્તન.

[પુનઃ સંભળાય છે.]

'ॐ असतो मा सद्गमय । तमसो मा ज्योतिर्गमय ।
मृत्योर्माऽमृतं गमय ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥'

'તેજે ઘડ્યાં અમ અંગ,
અમોલાં તેજે ઘડ્યાં છે;
કરિયે ન તિમિરનો સંગ,
તિમિર અમ વેરી ઠર્યાં છે;
દિવ્ય લોકમાં ઘૂમતાં કરિયે સહુ લ્હેર,
ને પ્રેમે કંઈ રેડિયે મર્ત્ય લોકે અમીની સેર,
અમોલી સેર અમીની,
તેજે ઘડ્યાં અમ૦'

[ગાન વિરમે છે.]

નરસિંહ: આ મ્હારું ૧૮૯૧માં આપેલું પહેલું કીર્ત્તન હું સાંભળું છું. હેમાં તો મુખ્ય ગાયક હતા મનુભાઈ, તે દિવસે હેમણે કેવું દિવ્ય ગાયેલું!

સુશીલા: ત્હમારાં કીર્ત્તનોની એ પરંપરા. એમાંનાં એકાદ બેમાં તો ઊર્મિલા, નલિન અને લવંગિકાએ પણ ભાગ લીધેલો.

નરસિંહ: પણ એ બધાં જ ગયાં.

સુશીલા: એ બધાંનાં સ્મરણો છે ને.

નરસિંહ: ખરું. સ્મરણો જ સાચાં સંગાથી છે. એ જાય તો તો જુલમ થાય.

'સ્મરણલોપક કાળબળ,
નવ રુચે, મુજને કદી;
પ્રિયજનો નિત્યે રમે,
મુજ સ્મરણમાં;—એ શુભ સ્થિતિ.
કાળ ઓ! તું ત્રસ થા,
સ્નેહીઓ મોંઘાં હરી!
આ પ્રહાર નવો તું દે,
મુજ મન્ત્ર વિસ્મૃતિનો ધરી!'

સુશીલા: ત્હમે હવે મ્હારું માનશો? જરા આરામ લ્યો. વળી કાલ્ય વાતો કરશું.

નરસિંહ: કાલ્ય? હજુ આપણે કાલ્ય જેવું કશુંક છે ખરું? નૌકાને લાંગરવાની તમામ તૈયારીઓ થઈ ચૂકી છે. હવે કાલ્ય ઉપર ભરુંસો શો રાખવો? પણ સુશીલા! હું

નોકરીમાંથી નિવૃત્ત ક્યારે થયો ?

સુશીલા : એટલુંય ભૂલી ગયા ? ૧૯૧૨માં

નરસિંહ : હા, બરાબર, તે જ વર્ષમાં મ્હને બહુ અન્યાય કર્યો હતો, હો ! અને તે પણ શા માટે ? હજુ પણ સમજાતું નથી

સુશીલા : એ તો અન્યાય જ હતો ને બાકી ત્હમે તો કેવી કેવળ સત્યનિષ્ઠા અને પ્રમાણિકતાથી નોકરી કરેલી !

નરસિંહ : જેવી પ્રભુઇચ્છા ! બિચારા ભુજંગરાયને પણ નોકરીમાં હેવો જ અન્યાય થયેલો કની ? હેમને મૃત્યુ પામ્યાને કોઈ કેટલાં વર્ષ થઈ ગયાં !

સુશીલા : હા, અને આપણને બ્હીક હતી તે જ પ્રમાણે, ઘર બાંધવાની લાહ્યમાં તડકાની અસરથી 'સનસ્ટ્રોક' અને 'બ્રેઈન કન્જેશન'ના ભોગ બન્યા

નરસિંહ : હા, અને મ્હેં મ્હારો સાચામાં સાચો, જૂનામાં જૂનો અને અમૂલ્ય એકનો એક મિત્ર અણધાર્યો ખોયો ! તે વખતે તો આપણે દુઃખથી સ્તબ્ધ થઈ ગયાં હતાં, ખરું ને, સુશીલા ?

સુશીલા : હાસ્તો

નરસિંહ : પ્રભુ ! ત્હારી ઇચ્છાને વશ થયો છું અને થઈશ પણ તે સમયે તો, સુશીલા ! મ્હને એક ભ્રમ હતો કે હેમના મૃત્યુથી મ્હને કોઈએ તેટલું દુઃખ થતું નથી કે શું ? પણ એ તો મ્હારો ભ્રમ હતો હું દુઃખથી અવાક્ થઈ ગયો હતો

સુશીલા. ત્હમને તો નાહકના ભ્રમ ઊભા કરવાની આદત પડી છે વરજભાઈનું ત્હમને ના લાગે એમ તે બને ?

નરસિંહ. અને સુશીલા ! નારાયણ હેમચંદ્રે પણ ગયો. મ્હારામાં અવિશિષ્ટ ક્ષમા વૃત્તિની ખામી હોવાથી અને નારાયણે પોતાની મૂલ્ય દર્શાવવા ઇશારો સરખો પણ ના કર્યો ત્હેમાં મ્હને શો લાભ થયો ? એક સમયનો સાચો મિત્ર–લાંબા સમયનો મિત્ર–મ્હેં ખોયો પણ મ્હારો હેમાં દોષ ન્હોતો, આરંભમાં તો ન્હોતો જ–એટલે જ મ્હારા મનને સંતોષ છે

સુશીલા : જીવનમાં ઘણીય વાર આવું બને છે જરા સરખી ગેરસમજૂતીથી ગાઢ મૈત્રીઓ તૂટી જાય છે

નરસિંહ. બરાબર છે પણ ઈશ્વરેચ્છા ! હાવા અનુભવોમાંથી પણ આપણે કશુંક શીખી શકિયે તો ઘણું છે પણ આજે તો સુશીલા ! ચિત્ત એક પ્રસંગ ઉપર, એક સમય ઉપર સ્થિર થઈ શકતું નથી ભૂત કાળમાં, દૂર, દૂરના ભૂતકાળમાં ચાલ્યું જતું જાય છે

સુશીલા : હવે ત્હમારા સ્મરણમુકુરમાં શું જણાય છે ?

નરસિંહ : જણાય છે મ્હારા પિતા–જેહને આપણે સૌ મ્હોટાભાઈ કહેતાં તે કરુણરસનું ચિહ્ન અને દિવ્ય શુદ્ધિના પ્રતિબિંબ જેવી એમની સફેદ પાઘડી અને સાદાં તથા ઊંચી જાતનાં શ્વેત વસ્ત્રો ધારણ કરેલ એ પ્રતિભાશાળી આકૃતિ ! જીવનના આરંભના સમયમાં જે ક્રોધરિપુને વશ હતા તે ઉત્તર કાળમાં અક્રોધેન જિને ક્રોધ–એ બુદ્ધ મહાત્માના ઉપદેશને અક્ષરશઃ અનુસરનાર આ સમર્થ વ્યક્તિની શાંત મુખાકૃતિ કેવી દીપી ઊઠે છે ! નિરાકાર પ્રભુનાં વિલક્ષણ ભક્તિભર્યે ધ્યાનદર્શનમાં રહી, પ્રાર્થનામાળાનાં પોતાનાં ભજનો ગંભીર પણ સંગીતબદ્ધ સ્વરે એમને ગાતા સાંભળું છું !

સુશીલા. વર્ષો પહેલાંની એ તો વાત

નરસિંહ : હા, પણ એ સમય કરતાં પણ પહેલાંનું દૃશ્ય જોઉં છું મ્હારી પહેલી પત્નીની નાજુક દેહલતાની આછી છબિ મ્હારી આંખ્યે ચઢે છે અને પલકવારમાં

અદૃશ્ય થાય છે અને હેની જગ્યાએ—

**સુશીલા :** હેની જગ્યાએ કોણ દેખાય છે?

**નરસિંહ :** અમારા ઘરના ચોકમાં હમે બાળકો રમીએ છિયે. સંધ્યાકાળનો અંધકાર પ્રબળ થવા માંડ્યો છે. તે વખતે મા ત્હાં ઊભી છે. હમારી રમત નિહાળતી હોય છે. કોમળ શરીરવાળી, ઊંચાઈમાં વચલા વડની, માધુર્ય, સૌંદર્ય અને સસંયમ ઉલ્લાસથી આકર્ષક મુખવાળી, ઘેરા કાથિયા રંગનું કસબી કોરનું લુગડું ધારણ કરીને ઊભેલી એ મા–એ'મમ્મા'ને હું જોઉં છું. પણ...પણ સહસા મ્હારી મા મટી જઈને–જનની મટી જઈ અદ્ભુત, દિવ્ય પરિવર્તનને ગુણે સહસા જગજ્જનની પ્રગટ થઈને મને સંકેલી લે છે; અમૃતસ્વરૂપને આત્માના ઊંડાણમાં અનુભવું છું. પણ સુશીલા! સુશીલા! ક્યમ ઉત્તર દેતી નથી? ક્ય્હાં ગઈ? નેત્રોનું તેજ તો ગુમાવ્યું હતું જ છતાં સુશીલા! ત્હારે લીધે હું આછોઆછો પણ પ્રકાશ જોઈ સકું છું–અરે જોઈ સકતો હતો! પણ હવે કેમ ગાઢ અંધકાર અનુભવું છું! સુશીલા! સુશીલા!

[ગેબી અવાજ, પછી પળવાર શાંતિ.]

સુશીલા! મ્હને ખૂબ ભય લાગે છે! હું આ અંધકારભરી દુનિયામાં એકલો, અટૂલો થઈ ગયો છું એમ લાગે છે! સુશીલા, જવાબ દેને! સુશીલા! સુશીલા!

[અલ્પ સમય મૃદુ દુઃખભર્યું સંગીત–બહુ જ અલ્પ સમય.]

**કુમાર :** નન્તુભાઈ!

**નરસિંહ :** કોણ? સુશીલા જવાબ ક્યમ દેતી નથી?

**કુમાર :** નન્તુભાઈ! નન્તુભાઈ!

**નરસિંહ :** કોણ કુમાર? કુમાર!

**કુમાર :** હા, નન્તુભાઈ.

**નરસિંહ :** હં...અં, સ્હમજ્યો, કુમાર!

**કુમાર :** જી.

**નરસિંહ :** સુશીલા ગઈ! મ્હને સાચું જણાવી દે, હું હિંમત નહિ હારું. મને સાચું કહે–સુશીલા ગઈ?

**કુમાર :** હા, નન્તુભાઈ.

**નરસિંહ :** અરે પ્રભો! તને કસોટી માટે બીજો કોઈ ભક્ત ના મળ્યો? આજ વર્ષો થયાં તું મ્હારી કેવી કારમી કસોટી કર્યે જાય છે! ત્હારે મ્હને નમાવવો છે? હેમાં ત્હને શું મળશે? પિતા આગળ બાળક નમી પડે હેમાં બાળકને શરમાવવાનું શાનું? પ્રભો! દયાસિંધો!

**કુમાર :** નન્તુભાઈ! ત્હમે પણ?

**નરસિંહ :** હા કુમાર, હું પણ આખર તો માનવી છું ને અને અહોહો! તું ક્ય્હાં નથી જાણતો? અનેક વર્ષોમાં કેટલાંને મ્હને ત્યજી જતાં જોયાં! મંમા, મ્હોટાભાઈ, બ્હેનો, ભાઈઓ, સિંધુ, વરજભાઈ–

**કુમાર :** નન્તુભાઈ, સ્વસ્થ થાઓ, મ્હારે ત્હમને ઉપદેશ આપવાનો હોય!

**નરસિંહ :** નહિ, કુમાર, નહિ, મ્હને ક્રૂર કાળે દીધેલા ઝખમોની યાદી પૂરી કરવા દે. વરજભાઈથી અટક્યો હતો ને? પછી ઊર્મિલા! મ્હારી–આપણી લાડકી દુઃખી ઊર્મિલી! આટલી ન્હાની વયમાં પણ હેણે કેટકેટલી મનોવ્યથા સહન કરી હતી! અને પછી નલિન! કુમાર! કેટલા આઘાત થાય ત્હાંસુધી એક નિર્બળ માનવી જીવંત રહી સકે?

**કુમાર :** નન્તુભાઈ, ત્હમે તો વડીલ છો. ત્હમને હાવું ના ઘટે.

**નરસિંહ :** બોલવા દે, કુમાર, બોલવા દે. વધુ સમય ક્ય્હાં બોલી સકાવાનું હતું! નલિન! હેની છેલ્લી માંદગીમાં હેના હૃદયમાં સંતાયેલી કન્યાનાં ત્હેને દર્શન થયાં: કાયિક વિકારને છેલ્લો આઘાત પડ્યો, આ

અગ્નાશતાને લઈ ને જ, અને ખરે, મહાશ્વેતાના પ્રેમાઘાતથી પુંડરીકનું અવસાન થયું હેવો જ આ કાંઈક પ્રકાર હતો

**કુમાર** નન્નુભાઈ ત્હમને શ્રમ પડે છે થોડીવાર વિશ્રાંતિ લ્યોને

**નરસિંહ** લઈશ, લઈશ, કુમાર! ઉદ્વેગ ના કર, થોડીવાર નહિ, અલ્પ સમયમા ચિરકાલ વિશ્રાંતિ લઈશ હુ આ નલિન વિશે હું કહેતો હતો, ખરુ ને? પછી કાન્તા! પછી મનુભાઈ! લવંગિકા! દયારામભાઈ! અને પ્રેમલ! અને હવે છેલ્લી સુશીલા! પણ હું આ શું કરું છું? હું નાહિંમત થાઉં છું! મ્હારામાંથી શ્રદ્ધા ઓછી થતી જાય છે? હું તેમ નહિ થવા દઉં કુમાર!

**કુમાર** હાજી

**નરસિંહ** મ્હારી એક વિનતી સ્વીકારશે?

**કુમાર** વિનતી? નન્નુભાઈ! બાપ દીકરાને આજ્ઞા કરે, વિનતી નહિ

**નરસિંહ** ત્હારી વાત ખરી છે, કુમાર! પણ પણ આજ્ઞા કરવાનો અધિકાર હજુ મ્હને છે?

**કુમાર** એ અધિકાર હમેશ ત્હમારો હતો અને છે, નન્નુભાઈ! જે આજ્ઞા કરવી હોય તે કરો

**નરસિંહ**: સુશીલાના અગ્નિસંસ્કાર તું કરશે?

**કુમાર**. આજ્ઞા હોય તો જરૂર કરીશ હક્ક તો મ્હારો જ છે ને!

**નરસિંહ** બેટા કુમાર! ચિરંજીવ રહો મ્હને બહુ શાંતિ મળી જા, દીકરા, એ કાર્ય કરી આવ.

**કુમાર** હા, નન્નુભાઈ

[ અલ્પ સમય દુ:ખદ સંગીત પછી વિરમી જાય છે ]

**નરસિંહ**: કુમાર! આજે તો સુશીલાના મૃત્યુનો બારમો દિવસ, ખરુ ને?

**કુમાર** હા, નન્નુભાઈ

**નરસિંહ** ત્હારે તો આજે પ્રાર્થના કરી સમય થવા આવ્યો?

**કુમાર** હા નન્નુભાઈ

**નરસિંહ** બરાબર, બરાબર

**કુમાર** ત્હમે સ્વસ્થ તો છો ને?

**નરસિંહ** હા, મ્હારી ચિન્તા ના કરીશ

[ જરા ફરીથી નીચેની પ્રાર્થના સંભળાય છે ]

'હે દેવ! હે પ્રભુ! હે જગન્નિયતા! ત્હારી પ્રાર્થના કરવા અત્યારે હમે ભેગા મળ્યા છિયે '

'सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुच ॥'

"પ્રભુ ખ્રિસ્તે પણ આવાહન કર્યું છે કે 'તમે જે થાકેલા હો અને દુ:ખથી દબાયેલા હો, તેઓ સર્વ મ્હારી પાસે આવો, અને હું ત્હમને આશ્વાસન અર્પીશ "

'ॐ शान्ति शान्ति शान्ति'

**નરસિંહ**: પ્રાર્થના પૂરી થઈ! જ્યહાંસુધી એ ચાલતી હતી ત્યહાંસુધી કહેવી પરમ શાંતિ, કહેવો સુખદ આનંદ હું અનુભવી રહ્યો હતો! પણ એ પૂરી થતાં હુ પાછો મારા ઉપર પડેલા આઘાતોની પરંપરાની અસહ્ય વેદનાથી પીડાઉં છું કુમાર! હેવું કાંઈક ના કરે કે અંત સુધી હુ હિંમતથી ટકી શકુ, શ્રદ્ધાથી એ આઘાતો સહન કરી લઉં? પણ તું શું કરે, બેટા!

**કુમાર** નન્નુભાઈ, શાંત થાઓ થોડી વાર નિદ્રા લઈ લેશો એટલે કાંઈક સ્વસ્થ થવાશે

**નરસિંહ** કુમાર! તું તો પ્રેમથી કહે છે પણ હવે નિદ્રા, સ્વાસ્થ્ય, શાંતિ બધુ શોધવા માટે મ્હારે શા માટે યત્નો કરવા જોઈએ?

**કુમાર** ના ના, નહિ, એમ નહિ, નન્નુભાઈ! ત્હમે તો જ્ઞાની છો, મહાજ્ઞાની છો

**નરસિંહ** હું જ્ઞાની-મહાજ્ઞાની હોઈશ,

કુમાર, ત્હારી નજરમાં અને સ્નેહીઓની નજરમાં કદાચ હોઈશ ? પણ એ મહાજ્ઞાન પણ અત્યારે મ્હારી મદદે આવતું નથી.

**કુમાર:** ત્હમે આમ બોલો! ગુજરાતી સાહિત્યના ભીષ્મપિતામહ આમ બોલે!

**નરસિંહ:** હા. એટલે જ તો હું બાણ-શય્યા પર સૂતોસૂતો ઉત્તરાયણની રાહ જોઈ રહ્યો છું, કુમાર! ઉત્તરાયણ હવે દૂર નથી. પણ હા, કુમાર, હા, એક વસ્તુ કરશે?

**કુમાર:** શું, નન્નુભાઈ?

**નરસિંહ:** હવે મુસાફરી પૂરી થવા આવી છે. થોડે જ અંતરે અદસ્ય ઊભેલાં આપણાં મૃત સ્નેહીઓ મ્હને સાદ પાડીને બોલાવી રહ્યાં છે. હું હેમની કને જાઉં તે પહેલાં થોડા ગરબા સંભળાવીશ?

**કુમાર:** હા, નન્નુભાઈ, આપણે ત્હાંના ગાનાર તો છે જ. બીજાં થોડાં બોલાવી લઈએ.

**નરસિંહ:** પ્રભુ દયાળુ હરહમેશ ત્હને સાહાય્ય કરો.

[જરા દૂર નરસિંહરાવના ગરબાની લીટી ગવાય છે.]

**'સંધ્યા રંજિત સરિતા,**
**ઉર સ્વચ્છંદમાં**
**નાચી રમતી લહરી છું હું,**
**વિલાસિની રે લોલ.**
**સ્વચ્છંદ વિહારતા કદી એ કેમ હું**
**પારધિના પાશ વિષે પડું**
**સુદ હદે ધરી રે લોલ.**

[પછીથી અલ્પ સંગીત. પછીથી તે પણ વિરમી જાય છે. પછી અલ્પ સમય ગૂઢ શાંતિ. પછીથી ધીમો દુઃખથી પીડાતો, ધીમો થતો જતો નરસિંહરાવનો અવાજ.]

**નરસિંહ:** કુમાર! ગીતો પણ વિરમી ગયાં! પણ હેનાથી સન્તાપ શો કરવો? આખરે તો બધાં જ ગીતો અને બધાં જ ગીત ગાનારાં એ મહા ગીતવિધાયકના જ્યોતિપુંજમાં ભળી જવાને જ નિર્માયાં છે ના! હે પરમ દયાળુ પ્રભો! અંત સુધી ત્હારી પ્રેરણાથી હિંમત રાખી, ત્હારામાં શ્રદ્ધા રાખી સહ્યો છું. પણ હે દયાસિન્ધો! હવે એ હિંમત તૂટું તૂટું થઈ રહી છે.

જગજ્જનનિ! મા!

इदानीमुत्संगे जननि करुणालोकशिशिरे
चिरादुच्छिन्नं मां सदयहृदये शायय चिरम् ॥

રસ્ત્યો પીને ત્હારું પય જનનિ, શિશુ શું રજની વિસાર્યો ના પારચ્યો, નયન પળ નિદ્રા નવ'મળી; મહું સૂવા ત્હારે મૃદુપવનશીળે ઉર હવે-ઉછંગે મા ગંગે સદયહૃદયે 'તું' શરણ છે.

**કુમાર:** નન્નુભાઈ! નન્નુભાઈ! અરે પ્રભુ! એ પણ ગયા!

ॐ શાંતિ! શાંતિ! શાંતિ!

[ધીમેથી ગીત સંભળાય છે.]

**મંગલ મંદિર ખોલો,**
**દયામય! મંગલ મંદિર ખોલો!**
**જીવનવન અતિ વેગે વટાવ્યું,**
**દ્વાર ઊભો શિશુ ભોળો;**
**તિમિર ગયું ને જ્યોતિ પ્રકાશ્યો,**
**શિશુને ઉરમાં લ્હો, લ્હો;**
**દયામય! મંગલ મંદિર ખોલો!**
**નામ મધુરતમ રટ્યો નિરન્તર,**
**શિશુ સહ પ્રેમે બોલો;**
**દિવ્ય તૃષાતુર આવ્યો બાલક,**
**પ્રેમ—અમીરસ ઢોળો,**
**દયામય! મંગલ મન્દિર ખોલો!'**

* કુમાર, ઊર્મિલા, નલિન, સિંધુ, લવંગિકા તે નરસિંહરાવનાં સંતાનો. કાંતા તે કુમારની પત્ની. ભીમરાવ અને મનુભાઈ એમના ભાઈઓ. પ્રેમલ તે એમનો દૌહિત્ર—ઊર્મિલાનો પુત્ર. ગીત બધાં એક સિવાય એમનાં જ છે. એક ભીમરાવનું છે. ભાષા અને બોલી પણ એમની જ રાખવાની કાળજી રાખવામાં આવી છે. ઉદ્ગારો પણ ઘણાખરા એમના જ છે. લેખક

ઈટલીમાં અભિનવ પ્રયોગ

# કુમારગ્રામ

શ્રી દિલીપ કોઠારી

વિશ્વયુદ્ધ માત્ર ભૌતિક સાધનોનો જ નાશ નથી કરતું, માનવીની માનવતા યે ત્યારે મરી પરવારે છે શહેરો, કારખાનાઓ ને ઉદ્યોગકેન્દ્રો સાથે દુનિયાના લાખો કુટુંબો છિન્નભિન્ન થાય છે ને નિરાધાર બાળકો માર્ગ પર રઝળતાં થાય છે લશ્કરી સિપાહીઓ પાસે જઈ, ચોરી ને ખુશામત દ્વારા પેટગુજારો કરવામાં અનેકાનેક દૂષણોના ભોગ બનેલા આ અનાથ બાળકોનું શું? ઈટલીના એક સેવાભાવી સજ્જનને આ પ્રશ્ન ઊઠે છે ને એમાંથી રચાય છે ‘કુમારગ્રામ’ જ્યાં બેંક, દેવળ, દુકાનો, ખેતરો, રેસ્ટોરાંઓ, શાળાઓ ને ઉદ્યોગશાળાઓ, ન્યાય આપવાનું કામ, ચામડાનું કામ દુગ્ધાલય માટીનાં વાસણો બનાવવાનું કામ વીસ વર્ષની અંદરના કુમારો જ કરે છે વંઠી ગયેલા ને વણસી ગયેલા ગુનેગારોમાંથી દૂષણો નીચે દબાઈ ગયેલી માનવતા મહોરાવવાનો આ એક વિરલ પ્રયોગ છે યુરોપ ઉપરાંત આપણા પૂરતી જ વાત કરીએ તો વિભાજિત હિંદમાં, યુદ્ધથી ખોખરા બનેલ ચીનમાં, બ્રહ્મદેશમાં ને ઈંડોનેશિયામાં જે સર્વ સ્થળે આવા કુમારગ્રામો જરૂરી છે, તેમ આ વાચતાં ખાતરી થશે

વિશાળ ઉદ્યોગો અને વિરાટ નગરોની રચના કરતાં યે માનવીના છિન્નભિન્ન થયેલા, અસ્તવ્યસ્ત અને બેતાલ બનેલા વ્યક્તિત્વની પુનર્રચના કરવાનું કામ ઘણું મહત્ત્વનું છે અનેક કારણોને લીધે આજે દેશેદેશ અને ખંડેખંડમાં માનવીનું વ્યક્તિત્વ ખંડિત થયું છે એને અખંડ બનાવવાના, ભાંગેલાં એ સુવર્ણપાત્રોને સાંધવાના સાચા અને સ્થિર પ્રયત્નો મોટા પ્રમાણમાં જ્યાં સુધી નહિ થાય ત્યાંસુધી આજના વાતાવરણમાં જે કટુતાભરી વ્યાકુળતા દેખાય છે તે દૂર થવાનો સંભવ નથી

ભાંગેલાં સુવર્ણપાત્રોને સાંધવાનો એવો એક પ્રયત્ન આજે ઈટલીમાં થઈ રહ્યો છે મુત્સદ્દીઓની પરિષદો, રાજપુરુષોની વાટાઘાટો અને ધારાસભાઓની ચર્ચાઓની જેમ એ પ્રયત્નનાં વર્ણનોએ અખબારોનાં આગળ પડતાં સ્થાન સર કર્યાં નથી, છતાં માનવીનાં સુખ, શાંતિ અને કલ્યાણની દૃષ્ટિએ એ પ્રયત્ન, રાજપુરુષોની પરિષદો, વાટાઘાટો અને ચર્ચાઓ કરતાં અનેકગણો મૂલ્યવાન છે એમાં શંકા નથી

બીજા વિશ્વયુદ્ધે યુરોપના દેશેદેશમાં એક ભયંકર કોયડો જન્માવ્યો લડાઈને કારણે અનેક શહેરો અને કારખાનાંઓ સાથે લાખો કુટુંબો પણ છિન્નભિન્ન થઈ ગયાં અને એ કુટુંબોનાં બાળકો રસ્તે રખડવા લાગ્યાં અનાથ અને અકિંચન બનેલાં એ બાળકોએ પેટ ભરવા માટે ગમે તેવા ધંધા કરવા માંડ્યા લશ્કરી સિપાઈઓના સંપર્કમાં આવી એમની પાસેથી જલદી પૈસા કમાવા માટે જુગાર, ચોરી, ખુશામદ અને બીજા અનેક દુર્ગુણો એ બાળકોએ અપનાવ્યા, અને અનિયંત્રિત ગુનેગારીની આદત અને શોખ કેળવ્યા

આ રીતે દેશભરમાં રખડતાં અને રગડતાં નબળિયાતાં બાળકોની દુર્દશાએ ડોન એન્ટોનીઓ રીવોલ્ટા નામના એક મિલાનવાસી પાદરીના ચિત્તમાં ઊંડી અનુકંપા જન્માવી અને એણે એમને ગુનેગારીના અવળા પંથેથી વાળી લઈ ઉપયોગી, સ્વસ્થ અને સક્રિય નાગરિક બનાવવાનું કઠિન કામ આરંભ્યું બીજા વિશ્વયુદ્ધને અંતે ડોન રીવોલ્ટા અને એના

મિત્ર કૅરોલ ઍબિંગ-બંને ઇટલીના પાટનગર રોમમાં હતા. સાથીરાજ્યોનાં લશ્કરો પાછળ રખડતા દસ છોકરાઓને લઈને આ બંને જણે રોમ શહેરમાં, એમને વ્યવસ્થિત જીવનના ચીલા ઉપર લાવવા માટેની સંસ્થા એક નાના મકાનમાં શરૂ કરી.

પણ એક વખત નિર્બંધપણે ફરવા-હરવાની અને પેટગુજારો કરવા માટે જાતજાતની યુક્તિપ્રયુક્તિઓ અને શક્તિઓ અજમાવવાની આદત જેમને પડી ગઈ હતી, તે સ્વચ્છંદવિહારી છોકરાઓને રોમની સરકારી શાળાઓનાં નિયમનો અને બંધનો પિંજરની જેમ અસહ્ય લાગ્યાં અને છોકરાઓ ભાગી જવા માંડ્યા. એ ઉપરથી મુક્તજીવનની એમની ભૂખને સંતોષે છતાં સ્વચ્છંદને બદલે આંતરિક નિયમનને આપોઆપ પોષે અને વધારે એવી વિશિષ્ટ પ્રકારની સંસ્થા સર્જવાનો વિચાર ડૉમ રીવોલ્ટાને આવ્યો.

પરિણામે, આજે રોમથી થોડે દૂર આવેલા સીવીટા વેચીઆ નામના ગામની પાસે માત્ર છોકરાઓનું બનેલું એક 'કુમારગ્રામ' સર્જાયું છે. આ ગામનું નામ છે સાન્ટા મારીનેલા; પણ તે ઓળખાય છે 'બૉય્ઝ રીપબ્લિક' એટલે 'કુમારોના પ્રજાસત્તાક'ને નામે. એ ગામનું આખુંય સંચાલન માત્ર છોકરાઓ જ શુદ્ધ અને સંપૂર્ણ લોકશાસનની પદ્ધતિથી કરે છે. એનો નગરપતિ પણ છોકરો છે. ન્યાયાધીશ પણ છોકરો છે. બેંક, દેવળ, રેસ્ટોરાં, દુકાન, ખેતરો, વાડીઓ, નિશાળ, દુગ્ધાલય, ઉદ્યોગશાળાઓ, બંદર, નૌકાયાન વગેરે બધું જ છોકરાઓ પોતાની મેળે ચલાવે છે અને સરસ રીતે ચલાવે છે. એક વખતના સ્વચ્છંદી ગુનેગારો આજે જવાબદાર, સક્રિય, શ્રમશીલ અને પ્રગતિવંત નાગરિકો બન્યા છે.

જગ્યાની પસંદગી કરવામાં આ સંસ્થાના સર્જક ડૉમ રીવોલ્ટાએ એક ખાસ દૃષ્ટિ રાખી છે. ખેતીવાડી અને દુગ્ધાલયનું એક નાનું ગામ ઊભું થઈ શકે, સુતારકામ, ચર્મકામ, માટીનાં વાસણો બનાવવાનું કામ અને એ પ્રકારના ઉદ્યોગોવાળું એક બીજું ઉદ્યોગ-ગ્રામ ઊભું થઈ શકે અને હોડીઓ બનાવવાનું, જાળ ગૂંથવાનું અને માછલાં પકડવાનું ત્રીજું માછીમાર-ગ્રામ ઊભું થઈ શકે એવું સ્થળ એને જોઈતું હતું. એટલે જ ફળદ્રૂપ જમીન અને દરિયાકિનારાના સાન્નિધ્ય-વાળુ સાન્ટા મારીનેલા નામનું સ્થાન એણે પસંદ કર્યું છે. એની કલ્પના પ્રમાણે ખેતીવાડી અને દુગ્ધાલય તેમ જ ઉદ્યોગનાં ગામો તો ઊભાં થઈ ગયાં છે અને માછીમાર-ગ્રામ માટે છોકરાઓએ બંદર અને ધક્કો પણ બાંધી લીધાં છે.

કથીર બની ગયેલા માનવધનને સુવર્ણમાં પલટાવતા આ કુમારગ્રામમાં આજે ચારસો જેટલા છોકરાઓ વસે છે. આ ગામની નામના જેમજેમ ફેલાતી જાય છે તેમતેમ વધુ ને વધુ છોકરાઓ ત્યાં આવતા જાય છે. એક બાજુથી સંપૂર્ણ સ્વાતંત્ર્ય ને બીજી બાજુથી સંપૂર્ણ જવાબદારી અને સ્વશાસનનો મેળ અહીં સધાયો છે. દરેક છોકરાને, એને મનપસંદ કામ કરવાની અને શીખવાની પૂરી છૂટ તથા સગવડ અહીં મળે છે. જે કંઈ સામાજિક નિયમો છે તે છોકરાઓએ જ કરેલા છે. એ નિયમોના ભંગની સજા પણ છોકરાઓ જ કરે છે.

સાન્ટા મારીનેલા ખાતે જ્યારે આ વિશિષ્ટ વિદ્યાલયની શરૂઆત કરવામાં આવી, ત્યારે ત્યાં માત્ર એક ખંડેર જેવો બંગલો હતો અને બૉમ્બમારાથી તૂટી ગયેલાં થોડાં મકાનો હતાં. એ ખંડેરોમાંથી વિદ્યાર્થીઓની શાળા, નિવાસસ્થાનો, ઉદ્યોગશાળાઓ અને સભાખંડો ઊભાં કરવામાં આવ્યાં છે.

ખુદ ઈટલી ઉપરાંત અમેરિકા તેમ જ બીજા દેશના લોકોએ આ અભિનવ પ્રયોગ માટે સ્વેચ્છાએ આપેલી સહાયથી આ સંસ્થા વિકસી છે અલબત્ત, માત્ર નાણું હોત તો કંઈ ન થાત સાવ વઠી ગયેલા, વણસી ગયેલા અને ગુનેગાર થઈ ગયેલા બાળકમાં પણ જે સદ્તત્ત્વ પડેલું છે તેમાં સંપૂર્ણ વિશ્વાસ રાખી, સંપૂર્ણ સ્વાતંત્ર્ય, જવાબદારી અને મનપસંદ પ્રવૃત્તિ દ્વારા એને બહાર લાવવાની, દાનવતાના પડ નીચે દટાયેલી માનવતાને મહોરાવવાની ડોમ રીવોલ્ટા અને સીન્યોર એબિગની વિરલ કલા અને પુરુષાર્થ ન હોત તો માત્ર પૈસાથી જ આ સંસ્થા અસ્તિત્વમાં ન આવી શકી હોત.

* બધા છોકરાઓ સાથે મળીને, નગરપતિ અને એના સલાહકારોની દોરવણી નીચે કુમાર ગ્રામનું તંત્ર ચલાવે છે નગરપતિ અને એના સલાહકારોની ચૂંટણી ગુપ્ત 'બેલટ' પદ્ધતિએ કરવામાં આવે છે દરરોજ સાંજે નગરપતિના પ્રમુખપણા નીચે 'ટાઉન હૉલ'માં સર્વ કુમાર નાગરિકોની સભા ભરાય છે અને એ સભામાં ગામનાં કામકાજ અને હોદ્દાની વહેંચણી તથા કાયદાકાનૂન અને કાયદાઓની ચર્ચા થાય છે દરેક બાળનાગરિકને ઠીક લાગે તે સૂચનો અને ટીકાઓ કરવાનો પૂરેપૂરો અધિકાર હોય છે આ રીતે બાળકો જ જ્યાં તંત્રનું સંચાલન કરે છે તેવાં કેટલાંક વિદ્યાલયો અમેરિકામાં છે ખરાં, પરંતુ આવાં ઉતાર બની ગયેલાં બાળકોને આટલી બધી સ્વતંત્રતા આપીને તેમનામાં શિસ્ત અને સુનિયમન સ્થાપવાનો આ પ્રયોગ અનન્ય છે અહીં રહેતા મોટા ભાગના છોકરાઓ બાળઅદાલતોમાં સજા પામી ચૂકેલા ગુનેગારો છે એમનામાં સંપૂર્ણ વિશ્વાસ મૂકીને એમની અંદર પડેલી જવાબદારી અને સ્વમાનની વૃત્તિ જાગૃત કરવાનો ડોમ રીવોલ્ટાનો પ્રયત્ન છે બાળકોને લૂંટ, ચોરી વગેરે અપરાધો કરતાં અટકાવનાર એક તત્ત્વ એ ગામના છોકરાઓનો લોકમત છે અને એની અસર ઘણી કલ્યાણકારી હોય છે અદાલતનું સંચાલન પણ વિદ્યાર્થીઓએ ચૂંટેલા ન્યાયાધીશો જ, વિદ્યાર્થીઓએ ઘડેલા કાયદા મુજબ કરે છે

* દરેક છોકરાએ પોતાના ભરણપોષણ માટે પોતે જ કમાઈ લેવું, એ આ ગામનું વિશિષ્ટ લક્ષણ છે આ ગામનું ખાસ ચલણી નાણું 'ગુણ' નામે ઓળખાય છે અને તે ગામમાં જ તૈયાર થાય છે દરેક છોકરાને ખેતરમાં, વાડીમાં કે ઔદ્યોગિક કારખાનામાં કામ કરવા બદલ દરરોજના અમુક 'ગુણ' મળે છે પોતે કમાયેલા એ 'ગુણ'માંથી તે રેસ્ટોરાંમાંના પોતાના ભોજનનો અને નિવાસસ્થાનમાંના પોતાના વસવાટનો ખર્ચ આપે છે, વધેલા 'ગુણ' એ ગામની બેંકમાં વટાવી શકે છે, બદલામાં ઈટાલિયન લીરા (ઈટાલીનું ચલણ, આપણા રૂપિયા જેવું) લઈ શકે છે અને પાસેના ગામમાં જઈને વાપરી શકે છે ગામની દુકાનમાં વિદ્યાર્થીઓએ જ તૈયાર કરેલ મીઠાઈ, ચોકલેટ, આભૂષણો તથા ચીનાઈ માટીની વસ્તુઓ વગેરે વેચાતાં મળી શકે છે છોકરાઓ જ બેંકનું સંચાલન કરે છે, ખાતાં ખોલવાનું, લોન આપવાનું, ચલણ બદલી આપવાનું, એમ બધું જ સઘળું કામ કરવામાં છોકરાઓ સારે પાવરધા થઈ ગયા છે

પોતાને કયું કામ સૌથી ગમે છે તે નક્કી કરવા માટે દરેક છોકરો ખેતરમાં, દુગ્ધાલયમાં કે પોતાને મનગમતા ઉદ્યોગના કારખાનામાં થોડા મહિના કામ કરી જુએ છે અને પછી પસંદગી કરે છે સાંજના વખતમાં કામ કરવાનું હોય છે એ ઉપરાંત ફૂટબોલની, તરવાની, હોડી ચલાવવાની અને બીજી રમતો માટે પૂરતી સગવડો છે

ઓગણીસ કે વીસ વર્ષે છોકરો સંસ્થા છોડીને જાય ત્યારે તે પોતાની આજીવિકા સુખથી મેળવી લે એ જાતનું એને ઉદ્યોગ-શિક્ષણ આપવામાં આવે છે. ચીનાઈ માટીના કારખાનામાં છેલ્લામાં છેલ્લી ઢબની ભઠ્ઠીઓ અને સાધનો છે અને એક ઉસ્તાદ કારીગર ત્યાં શીખવે છે. જોડા બનાવવાના અને બીજા ઉદ્યોગોમાં પણ એ જ ઉચ્ચ ધંધાદારી ધોરણ રાખવામાં આવે છે. નિવાસસ્થાન અને ભોજનાલયની સાફસૂફી અને સંચાલનનું કામ વિદ્યાર્થીઓ જ કરે છે. નોકરો ત્યાં હોતા નથી.

આકાશ અને ધરતી વચ્ચે, મોટાં શહેરોની ધમાલ અને દૂષણોથી દૂર, સ્વચ્છ હવા, ખુલ્લા મેદાન અને દરિયાના સંપર્ક વચ્ચે રહીને પ્રેમાળ અને સમજદાર પાલક સમા ડોમ રીવોલ્ટાની શીતળ છાયામાં કામ કરતાં-કરતાં અને જવાબદારી ઉઠાવતાં-ઉઠાવતાં, આ છોકરાંઓનાં ખંડિત વ્યક્તિત્વ ચમત્કારિક રીતે અખંડ થાય છે; એમને લાગુ પડેલો ગુનેગારીનો જીવલેણ ચસકો છૂટી જાય છે અને તેઓ તંદુરસ્ત બને છે.

ડોમ રીવોલ્ટાએ પોતાના પ્રયોગ માટે ઇટલીની સરકારની જરા પણ મદદ માગી નથી. જેમણે એના આ પ્રયોગમાં રસ લઈ આપમેળે મદદ આપી તેમની જ મદદ એણે સ્વીકારી છે. ઇટલીના પૂર્વ કિનારા ઉપર તેમ જ આસપ્રાંતમાં આ પ્રકારનાં કુમારનગરો સ્થાપવાની અને એમ કરીને ગૃહજીવનમાંથી ઉન્મૂલિત થયેલાં બાળકોના વિકટ પ્રશ્નને ઉકેલવાની એની હોંશ છે. અલબત્ત, એ કામ સફળ રીતે પાર પાડવા માટે ઊંડી અનુકંપા, ધીરજ તથા માનવમન અને જીવનના પ્રવાહોની સૂક્ષ્મ સમજણવાળા એના જેવા જ નિષ્ઠાયુક્ત સહકાર્યકર્તાઓ એને મળવા જોઈએ.

રખડતાં, ભીખ માગતાં અને ગુનાને પંથે પળતાં બાળકોનો પ્રશ્ન યુરોપના દેશો ઉપરાંત વિભાજિત હિંદ, યુદ્ધે ભાંગેલ ચીન, બ્રહ્મદેશ, ઇંડોનેશિયા વગેરે અનેક દેશોમાં સળગતો પડ્યો છે. સંપૂર્ણ સ્વાધીનતા અને જવાબદારી તથા રચનાત્મક પ્રવૃત્તિ દ્વારા એમને માટે શું કરી શકાય અને શુદ્ધ લોકશાસનનો જીવંત છોડ કેમ રોપી શકાય તે આ ઇટાલિયન માનવશિલ્પીએ બતાવ્યું છે. ધનની, કીર્તિની પાગલ ભૂખ સંતોષવા બેબાકળી બનીને દોડતી દુનિયાને એવા માનવશિલ્પીઓ જ સાચાં મૂલ્યો આપે છે. ખંડેરોમાંથી પ્રાણ પ્રગટાવનાર એવા ઘડવૈયાઓ દુનિયાને જેટલા વધુ સાંપડે તેટલું સારું.

☆

એક બ્રાહ્મણ રોજ નદીકાંઠે જાય, ને ગાયત્રીની માળા જપે. તે સમયે સામે કાંઠે રોજ એક ભેંસ આવીને વાગોળે. બ્રાહ્મણને રોજ વિચાર આવે: 'આ ભેંસના શિંગડામાં માથું નાખ્યું હોય તો બરાબર આવી રહે.' બાર મહિના સુધી રોજ આ પ્રમાણે બન્યું.

એક દિવસ સાચે જ એ તો ગયો સામા કાંઠે. બેઠેલી ભેંસના શિંગડામાં માથું ભેરવ્યું, પણ પરિણામ સારું ન આવ્યું. એ લોહીલુહાણ થઈ ગયો.

લોકો એને ઠપકો દેવા લાગ્યા ત્યારે બ્રાહ્મણ બોલ્યો:

'તમે લોકો મને બેવકૂફ ધારો છો, પણ પૂરા બારમહિના સુધી વિચાર કરીને જ આ કાર્ય મેં કર્યું છે!'

×

ગાંધીજી સાથે વાર્તાલાપ

# ઈશ્વર

નોંધનાર શ્રી ચંદ્રશંકર પ્રા શુક્લ

ધર્મ અને તત્ત્વજ્ઞાનનો વિચાર કરતી વખતે માનવીએ ઈશ્વર છે કે નહિ, ને હોય તો તેનો વિશ્વના સર્જન પાછળ શો હેતુ છે આત્મા અને પરમાત્માને શો સંબંધ છે, વિશ્વને ને ઈશ્વરને કેવો સંબંધ છે વગેરે ઈશ્વરને લગતા અનેક પ્રશ્નોની વિચારણા કરી છે સત્પુરુષોએ, ઉચ્ચ કોટિના જીવોએ અને મહાત્માઓએ ઈશ્વર વિશે ખૂબખૂબ ઊંડાણથી મનન-મંથન કર્યું હોય છે બાપુએ પણ વર્ષોના સતત પરિશીલનથી પોતાના અમુક ચોક્કસ વિચારો બાંધ્યા હતા ૧૯૩૩ના નવેમ્બરની બીજી તારીખે વર્ધા મુકામે ડૉ ફ્રાંજર સાથે ઈશ્વર વિશે થયેલા વાર્તાલાપની લેખકની આ નોંધ છે 'ગાંધીજીના વાર્તાલાપ' નામક થોડા જ સમયમાં પ્રગટ થનાર શ્રી શુક્લના પુસ્તકમાંનું એક પ્રકરણ અહીં આપ્યું છે અંગ્રેજી ભાષામાંથી ઉચ્ચ કોટિના ગ્રંથોના ઉત્તમ ભાષાંતરો આપી શ્રી શુક્લે ગુજરાતી સાહિત્યની મોટી સેવા કરી છે ડૉ રાધાકૃષ્ણનના ઘણા ખરા ગ્રંથોના લેખકના ભાષાંતરો ઉચ્ચ કક્ષાના—જાણે ડૉ રાધાકૃષ્ણને મૂળ ગુજરાતી ભાષામાં જ લખ્યા હોય—તેવા બન્યા છે

**ફ્રાંજર** ઈશ્વરનો હાથ કેવળ પુણ્યની પાછળ છે, કે પાપની પાછળ પણ છે?

**ગાંધીજી** તે પુણ્યની પાછળ છે, પણ ઈશ્વરના હાથમાં એ કેવળ પુણ્ય નથી, તેનો હાથ પાપની પાછળ પણ છે, પણ ત્યાં એ પાપ નથી રહેતું, ઈશ્વર સત-અસત તથા પાપ-પુણ્ય બંનેથી પર છે

**ફ્રાં૦** આપણા પ્રત્યેક કાર્યની પાછળ ઈશ્વરની ઇચ્છા રહેલી હોય છે, ખરુ કે નહિ?

**ગાં૦** પ્રત્યેક કાર્યની પાછળ ઈશ્વરની ઇચ્છા રહેલી છે એમ માનીએ તો યે માણસ એમ કહી શકે કે ઈશ્વર અમુક વસ્તુઓની રજા આપે છે, તે કરવાની ઇચ્છા ધરાવે છે, કે તેની મનાઈ કરે છે આ બધાનો અર્થ તેની ઇચ્છા કરવામાં આવે છે

**ફ્રાં૦** આપે કહ્યું કે 'મારા ૨૧ દિવસના ઉપવાસની પાછળ ઈશ્વરની પ્રેરણા હતી' આપે ઇશ્વર જોડે 'બાથ ભીડવા' તથા તેની પાસેથી 'ઝૂંટવવા' વિષે પણ કંઈક કહ્યું છે આપનો આશય ચોક્કસ શું કહેવાનો છે?

**ગાં૦** આ તો અપૂર્ણ માણસની તોતડી બોલી છે માણસ ઈશ્વર જોડે બાથ ભીડે એ ધાવણું બાળક મા જોડે બાથ ભીડે એના જેવું છે બાળક મા જોડે બાથ તો ભીડે છે, અને મા બાળકને ધવડાવે ત્યારે બાળક કહે છે 'મેં એની પાસેથી આ ઝૂંટવીને લીધું' તે જ પ્રમાણે, ઈશ્વર જ્યારે કંઈક વસ્તુ જતી કરે છે ત્યારે હરખભેર જતી કરે છે, જો ઈશ્વરને 'હરખ' અને 'શોક' હોય તો ઈશ્વરને ચરણે સર્વસ્વ અર્પણ કરનાર માણસ ઈશ્વરને કહે છે 'તું મને અમુક વસ્તુ નહિ આપે તો હું મરી જઈશ' તે ઈશ્વરની સામે થઈ તેને પડકાર આપે છે કરોડો દાખલામાં ઈશ્વર એવા માણસોને મોતની અણી સુધી પહોંચવા દે છે ત્યારે આપણે કહીએ છીએ કે એણે માણસની પૂરેપૂરી કસોટી કરી, પણ એ તો આપણી પોતાની લાગણી છે માણસ જો કોઈ રીતે ઈશ્વરની બોલી જાણી શકે, તો તે કેવા શબ્દો વાપરે એ હું જાણતો નથી આપણે મૂર્ખ જીવો માનીએ છીએ કે આપણે એની જોડે બાથ ભીડવામાં આપણી બધી શક્તિ વાપરી નાખી ઈશ્વરની નજરે તો 'બાથ ભીડવી' કે 'ઝૂંટવવું' એમાંની એકે વાત

નથી. ઈશ્વર જો ન્યાયી હોય તો તેના ભક્તોને વેદના ન ઉપજાવે.

સ૦: ઈશ્વર ન્યાયી છે કે નહિ?

જ૦: ઈશ્વર ન્યાયી છે અથવા એમ કહો કે તે ન્યાયી નથી પણ દયાળુ છે. તે ન્યાયી છે, કેમકે તે દયાળુ છે; પણ આ તો આપણી પોતાની નબળી લાગણીના પડઘા છે. માણસ કેટલીક વાર ઈશ્વરનું લેણું ચૂકવવાની વાત કરે છે; પણ ગુલામ માલિકને શું આપી શકે? ઈશ્વર જોડેના સંબંધમાં માણસ હમેશાં દેણદાર હોય છે, લેણદાર કદી હોતો નથી.

સ૦: શ્રદ્ધા જરૂરની છે કે પુરુષાર્થ?

જ૦: ખરું જોતાં શ્રદ્ધા અને પુરુષાર્થ બંને જરૂરનાં છે.

સ૦: માણસને સ્વતંત્ર નિશ્ચય કરવાની છૂટ છે ખરી?

જ૦: માણસને સ્વતંત્ર નિશ્ચય કરવાની છૂટ છે ખરી, પણ જહાજમાં બેઠેલા ઉતારુને હોય એટલી જ—એને માટે એટલી છૂટ પૂરતી છે. એનો ઉપયોગ જો આપણે ન કરીએ, તો જીવતે મૂઆ જેવા થઈ પડીએ.

સ૦: ઈશ્વરનો કોઈ હેતુ છે, તેની સિદ્ધિ તે જગત દ્વારા કરી રહ્યો છે, ખરું કે નહિ?

જ૦: હું એ કથનમાં મર્યાદારૂપે એટલું ઉમેરું કે આ માણસની ભાષા છે. ઈશ્વરનો હેતુ હું જાણતો નથી, કેમકે હું ઈશ્વર નથી. હું તો માણસ છું તેથી 'હું' ઈશ્વર અને તેના હેતુનું આકલન ભાષા દ્વારા નહિ પણ જીવન (આચરણ) દ્વારા કરવાનો પ્રયત્ન કરું છું. વિશ્વમાં જે કરોડો જીવો છે તેમની જોડે એક સામટા એક એકમરૂપે કામ લેવાનું મારું ગજું નથી. હું એ પ્રત્યેકના અંતરમાં ઊતરી ન શકું; કેમકે એમની સંખ્યા અગણિત છે, અપાર છે. પણ ઈશ્વર તો સર્વશક્તિમાન છે. તેની પાસે જેમ વિશ્વરૂપી એકમ માટે ખાસ હેતુ કે પ્રયોજન છે, તેમ જીવનના પ્રત્યેક અણુને સારુ પણ તેની પાસે ખાસ હેતુ કે પ્રયોજન છે, માણસને સારુ તેમ જ કીડીને સારુ પણ.

સ૦: એ સારો હેતુ છે?

જ૦: એ સારો હેતુ છે, પણ આપણી મર્યાદિત માનવી ભાષામાં 'સારો.'

★

એક હતા સરકારી નોકર. રજા ઉપર ઘેર ગયા ત્યારે પોતાના હાથ નીચેના એક મુસલમાન ચપરાસીને સાથે લઈ ગયા. ઘેર પહોંચ્યા તે દિવસે કોઈની સમછરી હશે તે લાડુ કરવામાં આવ્યા હતા. મુસલમાને પણ તે ખાધા. બીજે દિવસે શ્રાદ્ધ હતું એટલે દૂધપાક બનાવ્યો હતો. એ પણ એણે આરોગ્યો. એણે બીજા એક ચાકરને પૂછતાં જણાયું કે એ તો સમછરી તથા શ્રાદ્ધને લીધે આવું ભોજન કરવામાં આવ્યું હતું.

તે જ દિવસે સાંજે નમાજ પઢતાં ચપરાસીએ ખુદા પાસે દુઆ માગી:

'યા પરવરદિગાર! ઈનકે ઘરકુ કાયમ રહે વો શ્રાદ્ધ સમછરીયાં, મીયાં મીઠું ખાવે ખીરપૂરીઆં'!

•

કલમ અને શાહીને જીગરજાન દોસ્તી જામી. બંનેએ મળી અક્ષર પાડ્યા. પછી તો શાહી પડી રહી ને કલમ આગળ ચાલી. આમ બંનેને એકબીજાનો વિયોગ થયો. એટલે કલમનો વિયોગ થતાં શાહીએ બિલકુલ સુકાઈ જવું જોઈએ. અક્ષર જો લીલો રહે તો માણસ તેના ઉપર ધૂળ નાખે છે!

×

# દીકરો ખોયો!

શ્રીમતી લાભુબહેન મહેતા

કુટુંબજીવનનો આ કરુણ પ્રસંગ છે. રંગો ઘેરા લાગે, પણ વાસ્તવિક છે. સાસુ-વહુના સંબંધો અંગે અહીં એક નવું દૃષ્ટિબિંદુ રજૂ થયું છે. મા દીકરાને જાળવવા મથે છે ને તે માટે માનવતાનો પણ ભોગ આપે છે. માનવતા મરી પરવાર્યા પછી કંઈ જીવતું રહે ખરું?

'ના, તારાથી તો તોબા ભાઈસા'બ, ભાઈ આવ્યો નથી કે તારા હુકમ છૂટ્યા નથી. 'સવિતા પાણી ભર,' 'સવિતા પાટલો નાખ,' 'સવિતા થાળી પીરસ,' જાણે મોટા મહારાજા પધાર્યા! એક કામ હાથમાં લીધું પૂરું કરવા નહિ દે.' બબડતાંબબડતાં સવિતાએ હાથમાંનું ભરત કામ ખાટલા પર ફેંકી દીધું ને તોબરો ચડાવીને ભાઈ માટે થાળીપાટલો તૈયાર કર્યાં ને પોતે એક બાજુ ઊભી રહી.

ગંગાબહેન હસતાંહસતાં ચૂનીની સામે જોઈ ને પૂછવા લાગ્યાં 'કેમ દાળ તો બરાબર થઈ છે ને? શાકમાં આજ જરા મરચું ઓછું લાગશે. આ કાલથી મારા મોંમાં ચાંદું પડ્યું છે તે ડાગતરે ના પાડી છે એટલે ઓછું નાખ્યું છે, ને આજ દહીં પણ ઓછું હતું એટલે રાયતું નથી કરાણ. એકલી ચટણી જ છે, હાલશે ને?'

સવિતાથી આ સહન ન થયું એટલે વળી છણકી પડી 'ભાઈને તો કાંઈ નથી લાગતું, તારે છે બધું ભાઈ આમ ને ભાઈ તેમ, ભાઈ ભાઈ ને ભાઈ! ભાઈની પાછળ ગાંડી તો થઈ જતી કાંક. તું ભાઈ ભાઈ કરછ પણ જોજે ને મહિનામાં ઓલી આવે પછી ભાઈ કેવોક તારો રીયે છે! પછી તો કોણ મા ને કોણ બેન!'

'મારો ચૂની કાંઈ એવો વહુઘેલો નથી. ઈ તો જિંદગી સુધી માનો ઉપકાર નો ભૂલે. એક શું એકવીસ વહુઓ આવે તોય મારો ચૂની કાંઈ ઈનો થવાનો છે? કાં ચૂની, કેમ બોલતો નથી?'

'એ તો સવિતાને ટેવ પડી. મારા ઓખા કાઢ્યા વિના એને ચેન નથી પડતું,' કહીને ચૂનીએ સવિતા સામે આંખ કાઢી. ગંગાબહેન સંતોષથી અને હરખથી ચૂનીને જોઈ રહ્યાં ને સવિતા ખિજાતી પોતાનું કામ લઈ ઓરડા બહાર ચાલી ગઈ.

ચૂની ગંગાબહેનનો એકનો એક દીકરો હતો. ગંગાબહેનના પતિ દયાળશેઠ સવિતાના જન્મ બાદ તુરત જ ગુજરી ગયેલા. ગંગાબહેને બંને બાળકોને નાનેથી મોટાં કર્યાં. દયાળશેઠને કરિયાણાની મોટી દુકાન હતી. કમાણી ધીકતી હતી, પણ એમના અચાનક અવસાનથી બધો ભાર ગંગાબહેન પર આવી પડ્યો. દયાળશેઠને કુટુંબમાં ભાઈભત્રીજા વગેરે હતા, પણ ધીકતી કમાણી કોઈના હાથમાં સોંપવાનું ગંગાબહેનને ઠીક ન લાગ્યું એટલે પોતે જ દુકાનનો બધો વહીવટ સંભાળી લીધો. દુકાનનો મુનીમ જૂનો ને વફાદાર હતો એટલે રોજ એ ઘેર આવીને ચોપડા બતાવી જતો. વચ્ચેવચ્ચે ગંગાબહેન પણ દુકાને જઈ આવતાં ને એ રીતે બહુ કુશળતાપૂર્વક દુકાન અને ઘરનો વહીવટ ગંગાબહેન ચલાવતાં અને ચૂનીને દુકાનનું શિક્ષણ પણ આપતાં.

જોતજોતામાં ચૂની મોટો થઈ ગયો. ગંગાબહેનની મહેનત ફળી. ચૂની પણ ધંધામાં બાપ જેવો જ કાબેલ નીવડ્યો અને વીસ

વરસની ઉંમરે તો એણે દુકાનનો બોજો ઉપાડી લીધો.

દુકાનમાં બેઠો એટલે ન્યાતીલાઓની નજર એના પર પડી. ઘણી કન્યાઓનાં માબાપ ગંગાબહેન પાસે આવવા લાગ્યાં—જો કે હજુ ચૂની તો ઊગતો જુવાન હતો, અને ગંગાબહેનને મન બાળક જ હતો છતાં કન્યાઓનાં માબાપની વિનતિ અને સાસુ થવાના કોડથી ગંગાબહેન પલળી ગયાં; અને એક સારું કુટુંબ જોઈ ચૂનીનું સગપણ કરી નાખ્યું.

સગપણ ગંગાબહેને બહુ હોંશથી કર્યું. સગપણ કરીને કન્યાને જમવા બોલાવી તો એની સાથે એના પિયરપક્ષના પચ્ચીસ માણસો અને વીસપચ્ચીસ પોતાના કુટુંબીઓ—બધાંને દૂધપાકનું જમણ આપ્યું. બેત્રણ બ્રાહ્મણો રોકી પોતે પાસે ઊભાં રહી જાત-જાતની રસોઈઓ બનાવડાવી ને એમની ન્યાતમાં વાહવાહ બોલાવી દીધી. જમના જમીને પાછી ગઈ તો બે જોડ ભારે કપડાં ને પાંચ તોલાનો હાર પહેરાવીને મોકલી. સૌએ જમનાને ખૂબ ભાગ્યશાળી ગણી. જમના પણ મનમાં એવું જ સમજી રાજી થઈ.

સગપણ થયાને ત્રણચાર મહિના થયા ત્યાં જમનાના પિતા તરફથી લગ્નની માગણી આવી. ગંગાબહેનને એમાં કાંઈ અનુચિત ન લાગ્યું એટલે મહિના પછીનો લગ્ન-દિવસ નક્કી કરી નાખ્યો. દિવસ નક્કી થયા પછી બંને પક્ષે લગ્નની તૈયારીઓ થવા લાગી.

આ બાજુ ચૂનીની રીતભાતમાં પણ ફેર પડવા માંડ્યો. ધંધામાં હોશિયાર પણ બીજી રીતે ભોળા લાગતો ચૂની જમનાની પાછળ ઘેલો થઈ ગયો હતો તે દેખાઈ આવતું હતું. જમનાને જોઈ તે દિવસથી સવિતા સાથેની વાતચીતમાં એના અંતરનો આનંદ દેખાઈ આવતો. સવિતા ગમે તે હેતુથી મજાક કરતી હોય પણ ચૂની તો એથી આનંદમાં આવી જતો. લગ્ન નક્કી થયા પછી એના આનંદમાં ભરતી આવી. ગંગાબહેન પણ જોઈ શકે એવી એ ભરતી હતી. સવિતાએ ગંગાબહેનને ખબર આપ્યા હતા કે દુકાનમાંથી સારી રકમ ઉપાડી લઈ ભાઈએ ભાભી માટે મોતીની માળા ને હીરાની વીંટી લીધાં છે. સેન્ટ, અત્તર, સુગંધી સાબુ વગેરે તો સવિતાએ નજરે જ જોયાં હતાં.

આ બધું જાણતાં, ગંગાબહેનના મનમાં બીતી લાગવા લાગી: 'લગ્ન પછી ચૂની બૈરીનો થઈ જશે તો? મારું કહ્યું માનશે નહિ, મારા કાબૂમાં રહેશે નહિ, એની બૈરીનો પક્ષ ખેંચશે, મારાથી ને સવિતાથી ખાનગી ખાનગી કેટલીય વાતો ને કેટલીય પ્રવૃત્તિઓ કરશે, અમે માદીકરી એને પારકાં લાગશું ને બૈરી જ એને સર્વસ્વ થઈ પડશે તો?' આવા વિચારોએ દિવસેદિવસે વધુ જોર પકડવા માંડ્યું અને લગ્ન થતાં સુધીમાં તો એ વિચારે ગંગાબહેનના મનનો કાબૂ લઈ લીધો.

એટલે જ્યારે જમના પરણીને સાસરે આવી ત્યારે પ્રથમ પામી હતી એવો આવકાર ગંગાબહેન પાસેથી ન મેળવી શકી અને સવિતા તો ચૂની પર જ ખારે બળતી હતી તે જમનાને ક્યાંથી સાંખી શકે?

છતાંય શરૂઆતનો મહિનો—પંદર દિવસ ગંગાબહેન કશું ન બોલ્યાં. એમની હોંશ-ઉત્સાહ ખાસ રહ્યાં નહોતાં એટલે ચૂની પણ 'બાને ન ગમે' 'બાની મર્યાદા રાખવી જોઈએ' એવુંએવું સમજી જમના સાથે બહુ ઓછો પરિચય રાખતો. એ ખરેખર એમ જ માનતો કે બાની હાજરીમાં પત્નીએ પૂરી મર્યાદા રાખવી જોઈએ. એને બાના અંતરમનમાં ચાલતા પ્રવાહોની કલ્પના બિલકુલ નહોતી.

ચૂનીનો પ્રેમ જમના એકલી હોય ત્યારે

ફૂલવાતો બાની હાજરીમાં રાખેલી મર્યાદાઓ ત્યારે હઠી જતી ને જમના ધરાઈ જાય એટલી લાગણી એને મળી જતી જમનાને દિવસમાં જે કંઈ ઓછું લાગ્યું હોય તેનો બદલો ચૂની પાસેથી મળી રહેતો હતો.

સવિતાનું માનસ પહેલેથી જ કંઈક અંશે હરીફ જેવું બની ગયું હતું ગંગાબહેન પહેલેથી સ્વાભાવિક રીતે ચૂની તરફ પક્ષપાત રાખતાં સવિતાને લાગ્યું કે જો જમના પણ એવું પ્રેમભર્યું સ્થાન પ્રાપ્ત કરશે તો પોતાની કશી કિંમત જ નહિ રહે સવિતા ઉંમરલાયક થવા આવી હતી પણ હજી એનું માગું આવતું નહોતું તેનું દુઃખ પણ અંતરમાં પડેલું હતું અને તેથી ઈર્ષા બળવાન બની હતી એણે ભાઈભાભીની ચોકી કરવા માંડી હતી એણે જોયુંભાળ્યું ને એ ઉઘાડું થઈ ગયું બાની હાજરીમાં ભાભીથી નિર્લેપ રહેતો ભાઈ એકાંત મળતાં તો અધીરોઅધીરો થઈ જતો હતો. સવિતાએ મીઠુંમરચું ભભરાવી આ વાત ગંગાબહેનને કાને નાખવા માંડી

એ પછી ગંગાબહેનની નજર વધુ તીક્ષ્ણ બની અને એમની ચતુર આંખોએ થોડા સમયમાં જ જાણી લીધું કે ચૂનીને જો દાબમાં નહિ આવે તો બહુ થોડા જ સમયમાં એ બાનો મટીને બૈરીનો બની જશે એમાં હમેશ સવિતા મીઠુંમરચું ભભરાવ્યા કરતી 'આજ ભાઈ ભાભીને ઉપર બોલાવી ગયેલા આજે મારા દેખતા ભાઈએ ભાભીને પાણી પાયું આજ ભાઈએ ભાભીની લાજ ઉઘાડી નાખી.' એવીએવી નાની બાબતો ગંગાબહેનના ભાવીને બગાડી નાખશે એવી એમને ખાતરી થઈ ને એમણે બધું ઠીક કરવાનો નિર્ણય કર્યો સવિતાને પણ ભાભીના વાંધા કાઢવામાં ઉત્તેજન આપવા માંડ્યું

એક દિવસ લાગ જોઈ સાંજે ચૂની આવ્યો ત્યારે ગંગાબહેન પાછલી પરસાળમાં ચટાઈ પાથરી ખાધાપીધા વિના સૂઈ રહ્યાં જમનાએ બેચાર વખત જઈ જમી લેવા વીનવ્યાં પણ એને છણકો કરી કાઢી મૂકી ચૂની આવ્યો ત્યારે જમનાએ બધી વાત કરી ને ચૂની બીતોબીતો ગંગાબહેન પાસે ગયો હજુ તો ચૂની કાંઈ પૂછે કરે એ પહેલાં જ ગંગાબહેને ઠૂઠવો મૂકી રડવા માંડ્યું, દયાળશંકરને યાદ કરીકરીને ધ્રૂસકા મૂકવા માંડ્યા ચૂની કશું સમજી શક્યો નહિ એટલે આકળો થવા લાગ્યો મહામહેનતે ગંગાબહેનનું રડવું અટક્યું અને એમનો વાણીપ્રવાહ પ્રચંડ ધોધની જેમ ફાટી નીકળ્યો 'કાલ સવારે ચાલી આવેલી બે બદામની વહુ મારી સામે બોલે! ટીપુંટીપું લોહી નીચોવીને તને મોટો કર્યો તે તારી વહુના આવા હૈસલા ખાવા નહિ! અટાણે ને અટાણે મને રામપરની ટિકિટ કપાવી દે ત્યાં જઈને ગાદીકરી રે શુ ને ભીખ માગી પેટ ભરશ'

એટલું બોલીને ફરી ગંગાબહેને ઠૂઠવો મૂક્યો ચૂની તો મુંઝાઈ ગયો શું કરવું તે સૂઝ્યું નહિ માને રડતી મૂકી જમનાને પૂછવા પણ કેમ જવાય? ત્યાં બારણા પાછળ સવિતાને ઊભેલી જોઈ એટલે એને બોલાવીને પૂછ્યું ને એણે રસતારસતાં બધી વાત મીઠું, મરચું, મસાલો વગેરે ભભરાવાય એટલો ભભરાવીને કરી! "બાએ બપોરે ભાભીને સાડલો સાંધવા આપ્યો તે ભાભીએ મોં બગાડીને લીધું 'આવા ફાટલા સાડલામાં હવે શું પહેરવું'તું'' પણ બાએ ગળીને લીધું એટલે મોં ચડાવીને જેમતેમ સાંધી દીધો બાએ પૂછ્યું કે 'આમ મોં ખાતો હશે?' તો કહે મેં તો મારા બાપને ઘેર ફાટલાં કપડાં વાપર્યાં નથી અમારે ઘેર તો કોઈ આવાં ફાટલતૂટલ

પહેરે નહિ.' એવુંએવું કહીને બાને ભાભીએ ખૂબ સંભળાવી ને પછી મેડીએ ચડી ગયાં; તે બાને ચોવિહાર જતો તો તેય રાંધવા નીચે ન ઊતર્યાં ને આ બિચારી બપોરની ભૂખી-તરસી અહીં પડી છે. નથી ખાવાનું પૂછ્યું, નથી ચાપાણીનું પૂછ્યું. બા તો જાણે એની દુશ્મન હોય એમ જ હમણાંથી તો કરે છે." કહીને સવિતા બમણા જોરથી રડવા લાગી.

વાત સાંભળીને ચૂનીનો મિજાજ ગયો. ધૂંઆપૂંઆ થતો એ રસોડા ભણી દોડ્યો. આવ્યો હતો ગુસ્સામાં પણ જમનાનો ચહેરો જોઈ એ કંઈ બોલી શક્યો નહિ. સવિતા પાછળ આવી પહોંચી હતી એટલે જમના એક અક્ષર બોલી નહિ. એણે જોઈ લીધું કે ચૂનીનું મગજ ભમી ગયું છે. ચૂની પળવાર થોભ્યો, આંખો લાલ થઈ, શ્વાસ વધ્યો પણ કંઈ બોલ્યા વિના એ જ જોશપૂર્વક મેડી ઉપર ચડી ગયો અને બારણાં બંધ કરી પથારીમાં પડ્યો. ગંગાબહેને આ બધું જોઈને હા...શ કરી. હજુ બાજી પોતાના હાથમાં છે એવી એને ખાતરી થઈ એટલે પોતે ઉપર ગયાં. સવિતાને થાળી લઈને ઉપર આવવા કહ્યું. ગંગાબહેનનો અવાજ સાંભળી ચૂનીએ બારણું ઉઘાડ્યું. ગંગાબહેને પોતાની પાસે હતી એટલી કરુણા અવાજમાં લાવીને કહ્યું : 'ભઈ, આમ ભૂખેભૂખ્યું સૂઈ જવાય? પારકી જણીને તો કાંઈ ન થાય પણ મને–તારી સગી માને કેમ ઊંઘ આવે? ખાઈ લે બેટા!' ચૂનીની આંખમાં પાણી આવી ગયાં. પોતે હવે જમનાને બાનું માન રાખવાની પૂરેપૂરી તાકીદ આપશે એવો એણે મનમાં નિશ્ચય કર્યો. ગંગાબહેને બહુ જ આગ્રહ કર્યો એટલે ચૂનીએ જમી લીધું. પોતાનું કાર્ય પૂર્ણપણે પાર પડ્યું છે એની ખાતરી થતાં ગંગાબહેન પણ નીચે જઈ સૂઈ ગયાં. જમનાની કોઈએ સારસંભાળ લીધી નહિ. એ તો આ હળાહળ જૂઠથી સ્તબ્ધ જ બની ગઈ હતી અને જેમ પાટલા ઉપર બેઠી હતી તેમ જ કલાકો સુધી સૂનમૂન બેસી રહી. તે રાત્રે દશ વાગે નોકરે આવી વાસણ ઊટકવા માગ્યાં ત્યારે જ એ પોતાની વિચારનિદ્રામાંથી જાગી અને રાંધેલું અનાજભરેલાં બધાં જ વાસણ નોકરને આપી દીધાં. કામ પત્યે પોતે ત્યાં રસોડામાં જ જમીન પર સૂઈ ગઈ. ન ચૂનીએ ઉપર બોલાવી કે ન પોતે ગંગાબહેન અને ચૂનીના ડરથી ઉપર ગઈ.

સવારથી પાછી જમના મૂગીમૂગી પોતાને કામે લાગી ગઈ. આ એક જ બનાવથી એ ગંગાબહેનથી એટલી બધી ડરી ગઈ હતી કે ચૂં કે ચાં કરી શકવાની એનામાં હિંમત રહી નહોતી. ચૂનીએ પણ હવે જમના સાથે મજાક કરવાનું છોડી દીધું હતું. બાને સહેજ પણ દુઃખ થાય એવું વર્તન પોતે ન કરે એની એ ખાસ તકેદારી રાખતી.

તે દિવસના બનાવ પછી ચૂનીનો સ્વભાવ જાણે બદલાઈ ગયો હોય એવું જમનાને લાગતું હતું. એ ઘણીવાર ખુલાસો કરવા ઇચ્છતી હતી પણ એ કંઈ બોલે તે પહેલાં દરરોજના ગંગાબહેને કહેલા નવા બનાવો વિષે ચૂની એને ઠપકો અને ઉપદેશ આપવા લાગી જતો. બાએ એના ઉપર કેવો ઉપકાર કર્યો છે, ઘર ને મિલકત કેમ સાચવ્યાં છે, કેમ એને મોટો કર્યો છે વગેરે લગભગ ગંગાબહેનના શબ્દોમાં જ એ ભક્તિભાવ સાથે કહી દેતો. આવી સ્થિતિનો પણ પછી અંત આવ્યો, ને ચૂની જમનાથી દિવસેદિવસે દૂર જ જવા લાગ્યો. રોજ સાંજે ઘેર આવે ત્યારે સૌથી પહેલું જમનાએ આજે આ ફોડ્યું, આ ઢોળ્યું, આ બગાડ્યું, ફલાણા સાથે હસીહસીને વાત કરી, ફલાણાના મોંએ સારી નિંદા-

કરી, એના પિયરિયાં પાસે ઢોંગ કરી આંસુ પાડ્યાં, સાવ વેતાવિનાની છે, આવડત વિનાની છે, બૂડથલ છે વગેરે સાંભળવાનું હોય, સાંભળ્યા પછી જમના સાથે હસી-બોલી વાત કરવાનું એનું મન રહે નહિ. મા અને બહેન પાસે બેસી રહે હસે, બોલે અને આજુબાજુમાં થોડીવાર ગપ્પાં મારી આવી સૂઈ જાય રોજરોજની માની તથા બહેનની જમના વિષેની ફરિયાદો સાંભળી ચૂનીના મનમાં પણ એમ જ વસી ગયું કે જમના તદ્દન અક્કલવિનાની ને પોતાને માટે નાલાયક છે

સંસાર તો ચાલતો હતો પાંચેક વરસ વીતી ગયાં હતાં ચૂની ત્રણ બાળકોનો પિતા બની ગયો હતો જમનાને કારણે પોતાનાં બાળકો પણ એવાં અક્કલહીન બનશે એવી એને ચિંતા થાય તે પહેલાં ગંગાબહેન અને સવિતા મદદે આવી પહોંચ્યાં હતાં ત્રણે બાળકોનો કબજો સવિતાએ લઈ લીધો, સવિતા કહે તેમ જ બાળકોએ કરવાનું ને સવિતા બોલે એમ બોલવાનું ધીરેધીરે સવિતાએ બાળકોના કાનમાં પણ એવું ઝેર રેડી દીધું કે એની બામાં કશી જ અક્કલ નથી એ તદ્દન નાલાયક છે અને ઘરમાં એક બોજારૂપ છે બાળકો પણ પછી તો જમનાને એ રીતે જોવા લાગ્યાં વાતવાતમાં જમનાની ટીકા કરવા લાગ્યાં પોતે મોટાં હોય અને જમના નોકર હોય તેમ એને હુકમ દેવા લાગ્યાં જમના તદ્દન અક્કલહીન હોય એ રીતે એની સાથે વર્તવા લાગ્યાં અને માના બુડથલપણા વિષે રોજ ચૂની પાસે ફરિયાદ કરવા લાગ્યાં

ઊલટે જમનાનું સ્થાન ઘરમાં નાનાંમોટાં સૌના ગુલામ જેવું બની ગયું કોઈ સાથે હસવાબોલવાનો એને અધિકાર નહિ. કોઈ સાથે વાતચીત કરવાનો એને હક નહિ કોઈનાં મેણાંટોણાં સામે ચૂં કે ચાં કરવાની તેને છૂટ નહિ એક નોકરડી તરીકે ઘરનું કામ કર્યા કરવું એ જ, એની જિંદગી થઈ પડી ગંગાબહેને ચૂનીને જમનાની નાલાયકી સમજાવી ને જગના નોકરને પણ રજા આપી દીધી જમનાને નથી આવડતું રાંધતાં, નથી આવડતું છોકરાંનું કામકાજ એટલે એ બધું તો સવિતા ને ગંગાબહેન જ કરે, ત્યારે જમનાને શું બેઠાંબેઠાં ખાવા આપવું ? એ કરતાં નોકરને રજા આપી દીધી હોય તો બેઠીબેઠી એટલું તો કરે. એ દલીલ ચૂનીને વાજબી લાગી ને એણે એ બાબત સંમતિ આપી દીધી બાકી એ તો ક્યાં ઘેર રહેતો હતો કે તે જુએ કે રસોઈ કોણ કરે છે કે છોકરાંનું કામકાજ કોણ કરે છે ? નોકરના જવાથી જમના પર બમણો બોજો આવી પડ્યો ગંગાબહેન, સવિતા અને ચુની તરફથી, એના મનને જે ત્રાસ પડતો હતો તે એ મૂગીમૂગી સહન કરતી હતી, પણ હવે તો તે વધુપડતા સખત કામને લીધે શરીર પર પણ ત્રાસ પડવા લાગ્યો અને એનાથી ગંગાબહેનની નજરે વધુ ને વધુ ગુનેગાર બનવાનું થવા લાગ્યું 'જમના આવી બુડથલ હશે એવી ખબર હોત તો પોતે એનું નાળિયેર લેત જ નહિ,' એમ કહી ગંગાબહેને કેટલીય વાર ચૂની પાસે પોતાનું કપાળ કૂટ્યું જમના જેવી બોથડ પત્ની પોતાના વહાલા અને હોશિયાર ભાઈને પનારે ક્યાંથી પડી, એમ કહીકહીને સવિતાએ કેટલીય વાર ચૂની પાસે રડવાના ઢોંગ કર્યા અને જમનાની સ્થિતિ ઊલટ એક ત્યક્તા જેવી બનાવી દીધી ત્યારે જ એ લોકો જંપ્યા

અને જમના પણ આ બધાંથી અલિપ્ત ન રહી શકી સાથે જ એનું મગજ જડ થતું ગયું અને લાગણીનો ઝરો સુકાતો ગયો - પોતે કંઈ નથી એવી કેમ જાણે એને પોતાને પણ ખાતરી થઈગઈ હોય એવું બની ગયું ચૂનીએ હવે પત્નીને છોડી જ દીધી

જેમ થોથરાઈ ગઈ તોય તેણે કહ્યું 'કઈ નહિ માલ પડ્યો રહ્યો છે, બીજું શું?'

'એમ? માલ પડ્યો રહે છે? ગળીપાનાના તાકા ત્યાં પડ્યા રહેતા હશે!'

ચંદુલાલે કશું જવાબ ન દીધો પાડોશીઓ, કાવેરી અને સુંદર અચંબાપૂર્વક શાંતપણે સાંભળી રહ્યા

પોલીસ અમલદારે ભમ્મર સંકોચીને એક સિપાઈને કહ્યું 'એ લક્ષ્મણ, પોલીસ વાનમાં બેઠેલા પેલા સતીસાધ્વીને અહીં તેડી લાવ. આ બધા પાડોશીઓ પણ ભલે જુએ વકીલાત કરવા આવ્યા છે તે '

એક ભાઈ ઉપર આવી તેની તરફ ફૂમતાવાળી સોટી ધરીને અમલદાર બોલ્યો 'આને તમે તો જન્મારામાંય નહિ ઓળખતા હો તમે તો વેપારી માણસ, આ બાઈ તો જાતની જ હલકટ, તમારી દુકાનનું પાટિયું વાંચીને જ તેણે તમને સંડોવ્યા લાગે છે! ચાલો, કોર્ટમાં જે કહેવું હોય તે કહેજો '

'બધાના આશ્રમ' વચ્ચે ચંદુલાલ કોટ પહેરીને પોલીસ સાથે દાદર ઊતરી ગયો પાડોશીઓ જાતજાતની વાત કરતા કલબલ કરીને જુદીજુદી મંડળી જમાવી ચર્ચાએ ચઢ્યા થોડીવાર કાવેરી વિક્રમરાજાના સિંહાસનની પૂતળી જેવી બનીને નિર્જીવ જેવી ઊભી રહી પછી તરત રસોડામાં ચાલી ગઈ ને રાજગરાની પૂરી, શિખંડ વગેરે ફરાળી વાનીઓ જમવામાં ગૂંથાઈ ગઈ ફરાળ કરતાંકરતાં તેને સુંદર યાદ આવ્યો. તે ઊભી થઈને પલંગને પાયે બંધાયેલા સુંદરને છોડતાંછોડતાં બોલી 'ચાલ ભાઈ, કથરોટ ડૂડાને હમે કેમ નથી '

*

ચાર મિત્રો હતા એક વેદશાસ્ત્રી, બીજા સંગીતશાસ્ત્રી, ત્રીજા જ્યોતિષી ને ચોથા હતા તર્કશાસ્ત્રી એક ગામ જઈ બનાએ ભોજન જમવાનો વિચાર કર્યો, ને સહુએ કામ વહેંચી લીધું સંગીતશાસ્ત્રી રસોઈ કરવા બેઠા વેદશાસ્ત્રી શાકભાજી લેવા ગયા જ્યોતિષી પતરાવળી અને દડિયા લેવા ગયા તથા તર્કશાસ્ત્રી ઘી, દૂધ, દહીં, તેલ વગેરે લેવા ગયા

બજારમાંથી નવા હાંડલા-હાંડલી લઈ આવી, ચૂલો ચેતાવી ચોખા નાખ્યા, તો સંગીતશાસ્ત્રીને ચૂલામાંથી-ખડખદ ખદખદ એવો અવાજ સંભળાયો સારંગમના સૂર એ તો બોલવા માંડ્યા તાલસૂર બરાબર ન જળવાય ત્યારે સંગીતશાસ્ત્રી ચિડાઈ જતા પાંચ-સાત વખત હાંલ્લાને હુકમ કર્યો પણ તાલસૂર ક્યાંથી બરાબર મળે? એ તો ચિડાયા ને પાસે લાકડું હતું તેનાથી જોરથી પ્રહાર કર્યો કે હાંડલા ફૂટી ગયા ને ચૂલો ઓલવાઈ ગયો

વેદશાસ્ત્રી શાકભાજી લેતી વખતે વિચારતા હતા 'કોળું વાયુ કરે ને રીંગણાં ગરમ પડે ટીંડોરાં બુદ્ધિનાશક છે ને ભાજી રેચક છે' ને આમ બધાંય શાકમાં દોષારોપણ કરી, વિના શાકે એ પાછા આવ્યા

જ્યોતિષી બાજઠિયા માટે વડના ઝાડ નીચે ગયા ને ઝાડ ઉપર ચડવાની તૈયારી કરતા હતા ત્યાં જ ગરોળીએ ટકટક એમ બે-ત્રણ વખત અવાજ કર્યો અપશુકન! વૃક્ષ પર ચડવાથી જરૂર અનર્થ થનાર છે, માની એ કોરા ધાકડ જેવા પાછા ફર્યા

ઘી, દૂધ, તેલ, દહીં વગેરે ભરીને માટીના પાત્રમાં લાવતી વખતે તર્કશાસ્ત્રીને વિચાર થયો કે આ બધું પાત્રાધારે છે કે એમને આધારે પાત્ર છે? ચોક્કસ નિર્ણય માટે પાત્રને ઊંધું વાળ્યું ને એ પણ ખાલી હાથે પાછા આવ્યા

ચારેય વિદ્વાન્ મૂર્ખા આમ તે દિવસે ભોજન વિનાજ રહ્યા!

×

અખાની અનોખી સિદ્ધિરૂપ

# અખેગીતા

અધ્યા. ચતુરભાઈ શંકરભાઈ પટેલ
એમ. એ. એલએલ. બી.

સત્તરમી સદીના સાહિત્ય–આકાશમાં ચમકતા આપણા ત્રણ કવિ–સિતારા : મહાકવિ પ્રેમાનંદ, જ્ઞાનીકવિ અખો ને વાર્તાશોખીન કવિ શામળ. એ ત્રણેયમાં શુદ્ધ જ્ઞાનોપાસનાદૃષ્ટિ અખાની જ. ભાષાની પરવા કર્યા વિના, તળપદા ભાષાવૈભવથી ભાવને હૃદયમાં સોંસરવો ઉતારી દેવાની કળા પણ એની જ. એ જાતે સોની હતો; એરણ, હથોડો, કસોટી પથ્થર, સારડી, ભૂંગળી, લાલધૂમ પાકી માટીનાં નાનાંનાનાં કોડિયાં, સોના–ચાંદીની લગડી ઢાળવાની લોખંડની પાટી, ચીપીયો, કાનસ ને એવીએવી અસંખ્ય નાની વસ્તુઓની વચમાં, સદા યે સોનાં–ચાંદીના દરદાગીનાનો સતત સંપર્ક છતાં એણે વિરક્તિ ભોગવી ને સમાજની એરણ પર, તે સમયે પ્રવર્તતી સામાજિક બદીઓ પર એણે ઘા પર ઘા કર્યા. અખેગીતા એની અત્યંત જાણીતી કૃતિ છે. એનો એકએક છપ્પો સોના જેવો નક્કર, નકશી મઢ્યો, પાસાદાર ને ચમકતો છે. જ્ઞાનની સૌરભ તો સર્વત્ર ફેલાયેલી છે જ. વિદ્વાન પ્રૉફેસરે એ સૌરભની સુવાસ માણવાની આપણને અહીં તક આપી છે.

અખેગીતા એ અખાની પરિપક્વ પ્રતિભાની પ્રસાદી છે; પરિણત પ્રજ્ઞાનું ફલ છે; અભ્યાસવ્યુત્પન્ન મતિનો પરિપાક છે; અનુભવ–આરૂઢ શક્તિનો આવિર્ભાવ છે. અખેગીતા એટલે અખાની અનોખી સિદ્ધિ.

અખાની કસોટીએ ચડેલું નિર્ભેળ કાંચન તે અખેગીતા. અખાની ભઠ્ઠીમાં તપેલું નિર્મળ કુંદન તે અખેગીતા. અખાની એરણ પર ઘડેલું વિશુદ્ધ સુવર્ણ તે અખેગીતા. અખાની અન્ય કૃતિઓ ગમે તે ધાતુની ભલે હો–અખેગીતાનો ઘાટ તો ઊંચામાં ઊંચા સોનાનો ઘડેલો છે.

સત્તરમી સદી ગુજરાતી સાહિત્યનો સુવર્ણયુગ છે. એ સુવર્ણયુગ સર્જવામાં સુવર્ણકાર અખાનો હિસ્સો નાનોસૂનો નથી. વેદાંતી કવિ અખો, મહાકવિ પ્રેમાનંદ અને વાર્તાકવિ શામળ એ યુગની જ્વલંત જ્યોતિઓ છે. તેમાં યે અખાએ ઉત્તમ કક્ષાના અધિકારીઓનાં હૈયાં જ્ઞાનરશ્મિથી ઉજ્જ્વલ રસ્યાં છે.

જ્ઞાનની ખોજમાં અખો ખૂબ રખડ્યો. જ્ઞાની કહેવાતા અનેક પુરુષો સાથે પ્રસંગ પાડ્યા પણ ક્યાંય એની જ્ઞાનભૂખ સંતોષાઈ નહિ. આખરે એને કાશીમાં બ્રહ્મસમરસ સંત બ્રહ્માનંદની કથા સાંભળવાનો સુયોગ સાંપડ્યો અને સ્વામીએ સદ્‌ભાગ્યે એને શિષ્ય તરીકે સ્વીકાર્યો. ત્યાંથી ‘આતમની સૂઝ’ મેળવી એ અમદાવાદ પાછો ફર્યો. એ આતમની સૂઝનો ઉત્કટ આવિષ્કાર તે અખાની અખંડ અખેગીતા.

વિદ્વાન સાક્ષર શ્રી. કે. હ. ધ્રુવના શબ્દોમાં કહીએ તો ‘સદ્‌ગુરુ બ્રહ્માનંદ પાસેથી બ્રહ્મજ્ઞાનનો પ્રસાદ પામી યાત્રાળુ અખો સ્વભૂમિએ પાછો ફર્યો. એ બ્રહ્મનિષ્ઠનાં પવિત્ર પગલાંએ એનું નાનકડું ઘર કે ઘંટોલિયું મોક્ષપુરીનો મઠ થયું; અને ત્યાં બારે દિવસ ને ચારે માસ બ્રહ્મમેઘ વરસતો રહ્યો. એ મેઘની ઝીણી ફરફર તે અનુભવબિંદુ અને ચોધાર વૃષ્ટિ તે અખેગીતા. બંને કૃતિ અંતિમ ભૂમિકાએ પહોંચ્યા પછીના અંતિમ લેખ છે. અનુભવબિંદુમાં ગ્રીષ્માન્તે નવા મેઘનાં આછાં છૂટાં ફોરાંઓ છંટાવાનો આહ્‌લાદક અનુભવ થાય છે. અખેગીતામાં

બ્રહ્મવિદ્યાના સાગરના તરગોમા મસ્તપણે ઝૂલીએ છીએ ' આપણે એ તરગોના રગો જરા જોઈએ

અખો કુલધર્મે વૈષ્ણવ અને વિદ્યાભ્યાસ ગે વેદાતી હતો જન્મસસ્કારે ભક્ત અને શ્રવણસસ્કારે જ્ઞાની હતો અર્થાત્ અખો ભગત–એકલો ભગત જ ન હતો, પરતુ જ્ઞાની–અનુભવી પુરુષ હતો, 'જ્ઞાની ભક્ત' હતો દી બ ન દે મહેતા કહે છે તેમ 'તેનોમાં તત્ત્વજ્ઞાન અને ભક્તિ બેનુ સમિશ્રણ થતાં તેના ચિત્તનો રગ કેવળ તત્ત્વજ્ઞાનને દર્શાવનારો ધોળો ન હતો, તેમ કેવળ ભક્તિને દર્શાવનાર લાલ ન હતો, પરતુ તેનો રગ 'ભગવો' (કાષાય) હતો '

શ્રી ગોવર્ધનરામ અખાની કવિતાના બે ભાગ પાડે છે અને એકને દેવસેવા તેમ જ બીજાને મનુષ્યસેવા કહે છે પરતુ અખેગીતામાં એ બેમાથી કોઈ નથી વેદાતના તત્ત્વજ્ઞાને સભરભરી અખેગીતામાં તો છે એકલી બ્રહ્મસેવા અને એમાંથી ઉદ્ભવતો અભિનવ આનદ

'અખેગીતા' અભિધાનમાં અખાને કૃતિ સાથે પોતાનુ નામ જોડવુ અભિપ્રેત નથી અખેગીતા દ્વારા અક્ષયગીતા, બ્રહ્મગીતા એ અર્થ જ વિવક્ષિત છે કેમકે કોઈવાર એ એને નિરજનગીતાને નામેય ઓળખાવે છે વળી 'અણછતો અખો અધ્યારોપ કરે' એવુ સાવધાનીથી કહી અખેગીતા શરૂ કરતો બ્રહ્મવિદ્ અખો એવી એષણા રાખે એ સભવિત નથી લાગતુ છતા એ શિર્ષકમાં કવિનુ નામ સુરમ્ય રીતે વ્યજિત થાય છે એની ના પડાય નહિ

અખેગીતામાં સુપ્રથિત નવરસમાનો એકે રસ નથી, પણ એમા એક અજબ અભિનવરસ છે, જેને આપણે 'ચિદ્રસ'નુ નવીન નામ આપી શકીએ. એમાં 'આત્મરતિ' ભાવ છે અને એ એટલો સર્વાંગપુષ્ટ છે કે તે રસનુ સ્વરૂપ ધારણ કરે છે રસની પરિભાષામા કહીએ તો અખેગીતામા 'આત્મરતિ' સ્થાયી ભાવ છે, જેને 'નિર્વેદ' અને 'અદ્ભુત' નામક બે વ્યભિચારી ભાવથી પુષ્ટિ મળે છે અને જે 'ચિદ્રસ'રૂપે પરિણમે છે

અખેગીતાની વાચનામા નરસિહ કે મીરાના પદોની પેઠે ફેરફાર નથી થયો અને સુભાગ્યે એ મૂળસ્વરૂપે સચવાઈ રહી છે, કેમકે એક તો વેદાતના તત્ત્વજ્ઞાનનો ગહન વિષય એટલે સામાન્ય માણસ એમા વ્યુત્પત્ત કરી શકે જ નહિ બીજુ કવિએ કાવ્યરચનાના પ્રબધની બહુ સુદર યોજના કરી છે પ્રથમ ચાર કડવા અને પછી એક પદ અને પ્રત્યેક કડવામા ૧૧ કડી એ રીતનો કાવ્યબધ યોજ્યો છે તદુપરાંત 'બારે ઊણાં પાંચસે (૪૮૮) છે અખેગીતાના ચરણ' કહી છેલ્લે આખા કાવ્યની કડીઓનો સરવાળો બાધ્યો છે એટલે અદર વધઘટ થવાનો કે ક્ષેપક પક્તિઓ પેસી જવાનો લેશ પણ અવકાશ નથી કાવ્યબધનો આ પ્રકાર બહુ રુચિકર થઈ પડ્યો છે અને મુક્તાનદ તેમ જ અન્ય કવિઓએ એનુ અનુકરણ કર્યું છે

અખેગીતાનુ પૃથક્કરણ કરતાં પ્રત્યેક કાણ્ડનાં ચાર કડવાં પ્રમાણે એને સાધારણ રીતે નીચેના દસ કાણ્ડમા વહેચી શકાય છે આપણે દરેક કાણ્ડ માટે વિશિષ્ટ સજ્ઞા યોજી એમા સમાયેલો વિષય સક્ષેપમા જોઈએ

| કડવાં | ક્રમાંક | નામ | વિષય |
|---|---|---|---|
| ૧–૪ | ૧ | મંગલકાણ્ડ | મંગલાચરણ, બ્રહ્મસ્તુતિ. |
| ૫–૮ | ૨ | માયાકાણ્ડ | માયાના સ્વભાવનું દિગ્દર્શન. |
| ૯–૧૨ | ૩ | મુમુક્ષાકાણ્ડ | ૯. નિર્વેદ, ૧૦. સદસદ્વસ્તુવિવેક, ૧૧. વૈષ્ણવી પ્રેમલક્ષણા ભક્તિ, ૧૨. બ્રહ્મસાક્ષાત્કાર. |
| ૧૩–૧૬ | ૪ | જીવન્મુક્તકાણ્ડ | જીવન્મુક્ત દશાનું વર્ણન. |
| ૧૭–૨૦ | ૫ | બ્રહ્મકાણ્ડ | બ્રહ્મસ્વરૂપ નિરૂપણ. |
| ૨૧–૨૪ | ૬ | ,, ,, | બ્રહ્મ વિશેષ વર્ણન |
| ૨૫–૨૮ | ૭ | શૂન્યકાણ્ડ | વેદાંતનો શૂન્યવાદ, બૌદ્ધધર્મ તથા જૈનધર્મ આદિ સાથે તુલના. |
| ૨૯–૩૨ | ૮ | દર્શનકાણ્ડ | પ્રથમ નાસ્તિક દર્શનોનું દર્શન કરાવી આસ્તિક ષડ્દર્શન નિરૂપણ. |
| ૩૩–૩૬ | ૯ | સત્સંગકાણ્ડ | સત્સંગ મહિમા. |
| ૩૭–૪૦ | ૧૦ | પૂર્ણાહુતિકાણ્ડ | સમાપ્તિ. |

આ વિભાગો અનુકૂળતાની દષ્ટિએ માત્ર સૂચનરૂપે પાડ્યા છે. સૌએ એ સ્વીકારવા જ જોઈએ એવું કહેવાનો આશય નથી. કોઈની ઇચ્છા થાય તો દરેક કડવાના વિષયને નિરાળું નામ આપી શકે છે અને જેટલાં કડવાં તેટલા ખંડ પાડી શકે છે. એ જ રીતે અન્ય કોઈ દસને બદલે સ્વેચ્છાનુસાર ઓછા ખંડ પણ યોજી શકે છે. ખુદ કવિએ પોતે અખેગીતાની વસ્તુને મુખ્ય છ વિભાગમાં વહેંચી છે અને અખેગીતાના સંપાદક દી. બ. ન. દે. મહેતા એ વર્ગીકરણને અનુસર્યા છે. અખેગીતામાં વર્ણવેલા વિષયોનો ઉલ્લેખ કરતાં કવિ કહે છે:

'એમાં જ્ઞાનભક્તિ વૈરાગ્ય છે,
　માંહે આત્મ નિરીક્ષણ દષ્ટિ;
જીવન્મુક્તને સહાસુકતનાં,
　ચેન ને વળી પુષ્ટિ.' (૪૦–૫)

છતાં ઉપર્યુક્ત દસ કાણ્ડમાં અખેગીતાનું વિભાગીકરણ કરવું એ વધુ સારસ્ય અને સામંજસ્ય ભર્યું છે એવું મારું માનવું છે.

'જ્ઞાનીને કવિમાં ન ગણીશ' કહેનારો જ્ઞાની અખો પોતાને કવિ માનતો નથી, પણ વસ્તુતઃ એ કવિ છે અને પ્રથમ પંક્તિનો સમર્થ કવિ છે. હા, એ વાત સાચી છે કે એ કવિતાની કલા તરફ જોઈતું લક્ષ નથી આપતો કે પોતાની વાણીને રસસુંદર કરવા નથી થોભતો; પણ એની વાણીનો ધોધ એવા વેગથી વહે છે અને એનો વિરલ અને વિપુલ શબ્દભંડાર એના વક્તવ્યને એવી સુરેખતા અને સચોટતાથી વ્યક્ત કરે છે કે પેલી કલામર્યાદા કોઈના લક્ષમાં પણ આવતી નથી. તળપદા ને ઘરગથ્થુ શબ્દો અને દષ્ટાંતોથી ખચિત એનો કાવ્યપ્રવાહ એવો વેધક અને ઉત્કટને અસરકારક નીવડે છે કે કવિતાકલાની અપેક્ષા જ કોઈને નથી રહેતી. રસશાસ્ત્ર કે અલંકારશાસ્ત્ર, છંદશાસ્ત્ર કે કાવ્યશાસ્ત્રનો એને અભ્યાસ નથી તેમ જ એની એને પરવા પણ નથી. અખેગીતામાં એ સ્પષ્ટ શબ્દોમાં કહે છે કે:

'તેણે ગ્રંથ પહેલું એમ જાણવું,
　અખો મગણ જગણ નથી જાણતા;

તુક ચોક ને ઝડઝમક,
અમો લક્ષા વિના નથી આગ્રુતા.
એમ ગલિતપણે ગરુઆ થયા,
કરુણા ઉપજાવી કવિજને;
તું તો એટલું ક્ષેઈને સ્તવુ,
રખે કવિ જાણો સુજને '

અખાને પડ્યા છે માત્ર પોતાનુ કથન સીધી અને સચોટ રીતે રજૂ કરવાની અને એમ કરી વાચકના મનને શબ્દબાણે વીંધવાની આશા અને ચિંતનની એની અજબ સમૃદ્ધિને લઈ એમ કરવુ એને મન રમત વાત છે

કવિશ્રી ખબરદાર કહે છે તેમ કવિતા અને તત્ત્વચિંતનનો યોગ મહાવિરલ છે હળવી ફૂલ જેવી કવિતા તત્ત્વચિંતનનો ભાર સહી શકતી નથી એટલે એ ઉભયને ગૂથવા જતાં કાંતો તત્ત્વજ્ઞાન અસ્પષ્ટ બની બગડી જાય છે કે કવિતા ભારે બની કચળી જાય છે કોઈ અપૂર્વ શક્તિશાળી કવિઓ જ એ બેનો સુભગ સમન્વય સાધી શકે છે આપણો કવિ અખો એવો મહાસમર્થ કવિ છે અને એની અખેગીતા કવિતા અને તત્ત્વચિંતનના મહાવિરલ યોગનુ જ્વલત દૃષ્ટાંત છે અખેગીતાનુ ગહન ચિંતન કવિતાના મનોરમ રગોમા કેવી રીતે મૂર્ત કરાયુ છે એના થોડાં ઉદાહરણ આપણે જોઈએ

જેમ સૂર્યબિબના કિરણો પચરગી કાચના મદિર પર પડે એથી વિચિત્ર રૂપો દેખાય તેમ શુદ્ધ ચૈતન્યના અનેક જીવરૂપી આભાસો માયાના મદિર વડે દેખાય છે બ્રહ્મના માયા મારફત પ્રગટતા અનત રગ અત્યત મનોરમ ઉપમા દ્વારા કવિ કેવી રગીન રીતે સ્ફુટ કરે છે!

'જેમ કાચનું મદિર રચ્યુ,
નીલ પીત શુભ્ર શ્યામનુ,
તે ઉપર તપ્યો સૂર જ્યારે,
ત્યારે વિચિત્ર રૂપ થયુ ધામનુ
કૈવલ્ય સૂરજ તપે સદા,
માયા તે મદિર કાચ,
ઈશ્વર નામ તે તેહનુ,
પણ જીવ થઈ માન્યુ સાચ ' (૧૯-૮-૯)

કિરણ અને કાચનુ આ દિલચસ્પ દૃષ્ટાંત કવિને પણ પરમપ્રિય થઈ પડ્યુ લાગે છે અનુભવબિંદુ નામક અનુપમ કાવ્યમા એ એનો મધુર વિનિયોગ કરે છે

'મોટા મદિર મહીં તહીં છે કાચજ ઢાળ્યા,
નીલ પીત બહુ રગરગના સેરો ભાળ્યા;
ઊગ્યો ઊગમણો સૂર દૂરથી અતર ઝલકે,
દેખાડે બહુ રૂપ ધૂપ વિવિધ પેર ચલકે;
અખા' ઉપર અવલોકતાં તહાં તેમનુ તેમ છે,
એમ ત્રિલોકી જાણજે, વસ્તુ વડે એ એમ છે'
(૨૭)

જ્ઞાનીભક્ત અખો મૂળે તો ભક્ત છે, એટલે એ વેદાંતી બનવા છતાં ભક્ત મટતો નથી માત્ર એની ભક્તિનુ સ્વરૂપ બદલાય છે હરિ સબધ માટે 'વિરહ વૈરાગે જેહનું મન તપે ' છે એવો મુમુક્ષુ 'રૂરૂ માંહે હરિને જપે ' છે અને સદ્‌ગુરુનુ વચન માની ભક્તિ આદરે છે એ જ્ઞાનમૂલક ભક્તિ વર્ણવતાં અખો કહે છે

'ભાઈ ભક્તિ એવી જ પખણી,
જેને જ્ઞાનવૈરાગ્ય બે પાખ છે,
ચિદાકાશમા તે જ ઊડે,
જેને સદ્‌ગુરુરૂપી આખ છે
તે નેત્ર દેખે પરિબ્રહ્મના
પરિબ્રહ્મના કર્ણ માત્ર,
પાદપાણિ પરિબ્રહ્મનાં,
પરબ્રહ્મ દાતાને પાત્ર
પરિબ્રહ્મ વિના નહિ ઠામ ઠાલો.
એમ દેખે તે ભરપૂર
જિહાં તિહાં દેખે હરિ તે,
જેના પડળ થયા હોય દૂર' ૧ ૧૭,૮૧૦

પ્રેમલક્ષણા ભક્તિપરનો અખાનો અનુરાગ જ્ઞાની થવાથી ઓછો થયો નથી ઊલટી

એની ભાવના વધુ વિશુદ્ધ અને વિસ્તૃત બની છે અને સર્વાત્મભાવ તે જ પ્રેમભક્તિ એમ એ માને છે. આવા ભક્તિવિશેષથી ભરેલા ભક્ત માટે એ સાથે કહે છે:

'નિત્ય રાસ નારાયણ કેરો,
દેખે તે અનંત અપાર;
જિહાં જેવો તિહાં તેવો,
નારાયણ નર ને નાર.
ગદ્ગદ કંઠે ગાતે થકે,
રોમાંચિત હોયે ગાત્ર;
હર્ષ આંસુ હેત હદે,
પણ પ્રેમ કેરું પાત્ર.
નવનીત સરખું રહે કોમલ,
કહ્યું ન જાયે હેત;
આંખ્ય માંહે અમૃત ભર્યું,
હરિભક્ત કેરું ખેત.' (૧૧-૬ ૮)

આતમની સૂઝવાળો અખો જેમ ભક્તિમાર્ગને વળગી રહેતો નથી તેમ જ્ઞાનને પણ અંધપણે સ્વીકારી લેતો નથી; એથી તો એ સાચા જિજ્ઞાસુને ગુરુની શોધમાં આટઆટલું રખડવું પડ્યું. મોટામોટા જ્ઞાનીઓ પણ ખંડનમંડન માટે જે તર્કબાજી કરે છે તેનો અખાને સખત અણગમો છે. ષડ્દર્શનના જૂજવા મતો તરફ તીક્ષ્ણ કટાક્ષ કરતાં અખો કહે છે:

'છ દરશન તે સૂળગાં, ભાઈ શાસ્ત્ર કેરાં નામ;
તેહનાં થયાં પાખંડ છન્નું, તે ચાલ્યાં ગામેગામ.
પાખંડનાં બહુ ફડસુઆં, ગણતાં ન આવે છેક;
તે મત ભાખે જૂજવા, પણ ચાલ્ય ન મળે એક.
એકએકને નિંદે માંહોમાંહે, અને પોતાને કહે સાર;
એમ ખટ દરશન ખટપટે, પણ ન કરે મૂળ વિચાર.
ભણીભણીને ભેદ પાડે, અક્ષર તણી લે ઓટ,
સિદ્ધાંત નાવે સમજ માંહે, બાંધી રહ્યા ખટકોટ.
છએ કરે વાદ માંહોમાંહે, ત્યારે સૌને પોષે માય;
સમાસ માયા આપે સરખો, હાર્યો કોએ ન જાય.
કહે અખો સહુકો સુણો, મત નોહે મહંતને;
નિરદાવે નારાયણ મળશે, જો સેવો હરિગુરુસંતને.
(૨૯-૯-૧૧)

એ જ રીતે પાખંડી જ્ઞાનીઓ જે માયામાં રચ્યાપચ્યા રહે છે અને શાસ્ત્રનો સાચો મર્મ નહિ સમજતાં માત્ર મોઢેથી શુકશબ્દો બોલે છે તેમના પ્રતિ પણ અખો રમૂજી કટાક્ષ કરે છે: એના સાંખ્યવાદીઓ અને માયાવાદીઓ માટે કવિ કહે છે:

'સાંખ્યને આંખ્ય પા વસાની,
જો ચાલે તો ચાલી શકે;
વેદાંતીને વાટ સુજે સુધી,
જો માયા સુખથી નવ બકે. (૩૧-૯)

ચિંતન અને કવનના આવા સુભગ સમન્વયનાં અનેક ઉદાહરણો અખેગીતામાં વેરાયેલા પડ્યાં છે. અખાની વાણીનું ખરું સામર્થ્ય એના અર્થભારભર્યા તળપદા શબ્દોમાં અને ઔચિત્યભર્યા ઘરગથ્થુ ઉપમાનોમાં રહેલું છે. એ તો એક જુદો જ અભ્યાસવિષય બની રહે એમ છે. શબ્દના તીક્ષ્ણ બાણ છોડતા એના છપ્પા એવી સામગ્રીનો વિપુલ ભંડાર છે. અખેગીતામાં પણ એવાં અસંખ્ય ઉદાહરણો મળી રહે છે. વિરહવૈરાગ્યથી આતુર જીવને અખો 'મીન વિછયુ નીરથી' કહે છે, હરિપરાયણ ભક્તને 'જાર વલુધી જુવતી' સાથે સરખાવે છે, અને માયાની અનંત ઉપાધિ માટે સુરમ્ય ઉપમા યોજે છે:

'તે અજાસર્પ ઉપાધ્ય અહોળી,
તે જાણો અહંકૃત્ય,
સામસામા મુકુરમાં અનંત દીસે,
જેમ રૂપની સંસ્રત્ય.' (૨૨-૧૦)

જ્ઞાની કવિ અખાના અને એની અજોડ અખેગીતાના આટલા દર્શન પછી આપણે જોઈ શકીએ છીએ કે તે કેવો પ્રથમ કક્ષાનો કવિ છે, છતાં એનામાં અહંકારનો છાંટો સરખો નથી. એણે વેદાંતને માત્ર મનનવિષય માન્યું નથી, પણ જીવનવિષય અને એથી જ કવનવિષય ગણ્યું છે. વેદાંતને એ પચાવી ગયો છે માટે તો એ અખેગીતા જેવા ઉત્તમ

# નવો અવતાર

શ્રી પ્રશાંત

આ વાર્તા છે ગુજરાતની જ ભૂમિમાં ઉગેલી. વાતાવરણ તમને ઘેરું-મધુ મીઠું લાગે, પણ માત્ર નખરા ફેરફારો વિના સત્ય હકીકતોના પાયા પર આનું ગંઠણ છે. આ કિસ્સો સ્થૂળ દૃષ્ટિએ મુંબઈનો છે, પરંતુ એના મૂળ તો ગુજરાતના ઘેરઘેર જણાતા સાસુ-વહુના સંબંધોમાં છે. આ સનાતન પ્રશ્ન વિશે એક નવો દૃષ્ટિકોણ અહીં રજૂ કરવામાં આવ્યો છે.

'પણ બા, એમાં મારો શો વાંક?'

'ત્રણ ત્રણ વરસ ઘરમાં રહી તો યે ખબર ન પડે કે કઈ વસ્તુ ક્યાં મૂકવી?'

'સસરાજીએ રાતે પોતાને પીવાને દૂધની તપેલી એમની પાસે જ મુકાવેલી પણ એ પીવાનું ભૂલી ગયા હશે!'

'એ ભૂલી ગયા તો તારે ધ્યાન રાખવું'તું! બીજું કોનું કામ?'

'અરે પણ બા, હું સૂવા ગઈ ત્યારે તો એ છાપું વાંચતા બેઠા'તા—મને શી ખબર સસરાજી ક્યારે સૂતા તે!'

'ઓ હો હો! શી ચડાક ને ભડાક જીભ ઊપડે છે! મોંઘા મૂલનું દૂધ બિલાડીને મોઢે ગયું ને કીડીઓ થઈ. આનું નુકસાન ઘરમાં કેમ કરી વેઠાય?'

'પણ બા એમાં મારો શો વાંક હતો!'

'મારો શો વાંક હતો!' છણકો કરતી ને ઘૂરકતી સાસુએ અસ્ત્રાની ધાર જેવા તીક્ષ્ણ ને લટકાળા શબ્દો ફેંક્યા 'અરે વહુરાણી, તને આજની નથી જાણતી, આવી છો ત્યારની ઓળખું છું. વહુના લખ્ખણ આગળમાંથી મેં તો ક્યારનાં યે વરતી લીધાં છે. જે કંઈ નુકસાન થાય તે બીજાને જ વાંકે થાય છે! બીજું તે કોણ ઘરમાં છે 'એનું'! આ તો જેમાં તેમાં બસ—મારો શો વાંક! નિર્લજ્જ ક્યાંયની!'

*

'ઉપર શું કરતી'તી રેણુ?'

'સાડલો બદલતી'તી બા!'

'તે તારા સસરા અંદર આવ્યા તેની યે તને ખબર ન રહી?'

---

એ ધમે અંતે વીતરાગથી કહે છે

'નાથ નિરંજન ગ્રંથ કરતા, અખો તે નિમિત્ત માત્ર,
જેમ વાજું દીસે વાજતું, પણ વજાડે ગુણ પાત્ર;
જે પૂરણ બ્રહ્મ પૂરી રહ્યો છે, ઘટઘટ બોલણહાર,
તેણે આપે આપનું વર્ણન કીધું, સ્વસ્વરૂપ
નિરધાર.' (૪૦-૯-૧૦)

આવા મહાજ્ઞાનીને, પરમ વેદાંતીને, ઉત્તમ અધિકારીને બ્રહ્મસાક્ષાત્કાર થાય અને એનો અવર્ણનીય 'અભિનવ ને આનંદ' મળે એમાં નવાઈ શી? 'નીરખને ગગનમાં કોણ ઘૂમી રહ્યો' એ નરસિંહ મહેતાના પ્રભાતિયાના અદ્ભુત સુંદર પદ સમોવડું અખાનું બ્રહ્મસાક્ષાત્કારનું એ ઉત્કૃષ્ટ કવિત્વમય કાવ્ય જોઈ આપણે વિરમીએ.

'અભિનવો આનંદ આજ,
અગોચર ગોચર હવું એ;
પરપંચ પાર મહારાજ,
તે પૂરણ બ્રહ્મ સ્તવું હું એ.
હવે અખો આનંદ,
અનુભવીને લહેવાતણો એ;'
પૂરણ પરમાનંદ નિત્ય,
અગાધ અતિ ઘણો એ (૧-૧૯)

*

'પણ બા, અંદર તો એ આવ્યાં. આવવાની ખબર તે હું રાખું કે શી ?'

'પાછી વાત લંબાવી. નિર્લજ્જ! બસ કહીએ તે સીધું સાંભળવું જ નહિ ! મૂકી દીધાં લાજ ને શરમ નેવે ! બે-શ-ર-મ !'

*

'મુંબઈ આવ્યાં કે ભૂલી ગયાં ગામડું ! છાસવારે નાટક-સિનેમા કેવાં ?'

પતિ સાથે ત્રણ મહિને આજે સિનેમા જોવા ગયેલ રેણુ પાછી ફરી કે તરત જ સાસુએ ધમકાવી કાઢી.

'પ...ણ...બા...'

'અમે યે આખી જિંદગી કાઢી, પણ ધણી સાથે આટલી છૂટથી તો કદી યે નથી ફર્યાં.'

'મુંબઈમાં રહ્યાં તોપણ...તમે...'

'અરે, તે અહીં રહી છકી જવાનું એમ ? પ્રિયેરમાં તો કેવુંક છે તે આખું મલક જાણે છે!'

*

ભૂલ હોય કે ન હોય, જૂના જમાનાની અંધી સાસુ જાણી જોઈને શબ્દોના ઊનાઊના લ્હારા વહુને ચાંપતી જ ગઈ. પિયેરથી ભરી-ભરી ઉમેદો લાવેલ રેણુની આ દશાથી પડોશીઓ પણ ત્રાસી ગયા હતા.

મુંબઈના પરામાં-વિલેપાર્લેમાં વસતા આ કુટુંબમાં મા, બાપ, બે દીકરા, એક નણંદ ને એક વહુ છે ખરાં; પરંતુ આ સર્વે ઉપર વર્ચસ્વ, જોહૂકમી કે ચલણ જે ગણો તે-સાસુનું ચાલતું હતું. લગભગ ઘોડિયામાંથી જ ઝડપાયેલો મોટો દીકરો જમુ ઘણુંઘણું ભણ્યો. એમ. એ. થયો. એનાને કંઠે, એક વખત દીધેલા કોલના વજન પર, રેણુને ટાંગવામાં મોટી ભૂલ થઈ ગઈ હતી એમ ભૂરી મક્કમ-પણે માનતી હતી. સાસરિયા પક્ષે પાડેલું રેણુ નામ કેવું મઝાનું હતું ? પણ નામ પ્રમાણે ઓછા જ કોઈનામાં ગુણ હોય છે ! સૌંદર્યમાં, શરીરમાં, ભણતરમાં, બુદ્ધિમાં, વ્યવહારમાં કે કુશળતામાં વહુ જમુના હજારમા ભાગ જેટલી યે ન હતી એમ વરની માતા ભૂરીનો દૃઢ નિર્ણય હતો. પરંતુ પ્રતિજ્ઞાને જોરે લગ્ન કરી નાખવાં પડ્યાં હતાં. છૂટાછેડા તો લેવાય એમ નહોતા.

દીકરાના ગળાપર વીંટળાયેલું આ ઘંટીનું પડ કેમ કરી છોડાવવું એને માટે રાતદિવસ વિચાર કર્યા પછી ભૂરીએ એક માર્ગ કાઢ્યો હતો—વહુને સતાવવાનો, રિબાવવાનો, ત્રાસ દેવાનો, સાચી કે ખોટી રીતે વહુને બળબળતા અંગારાની શબ્દભઠ્ઠી પર ચોવીસે કલાક શેકયા કરવાનો. ભૂરીનું ચોક્કસ ધાર્યું હતું કે આમ કરવાથી ભલે લોકોમાં પોતે થોડા મહિના વગોવાય પણ એથી દીકરાનું ભવિષ્ય તો સુધરવાનું જ હતું. અતિશય રિબામણને પરિણામે કાં તો વહુ સાસરે આવતી અટકી જશે, અગર તો વિલેપાર્લેનો કોઈ કૂવો કે દરિયો પૂરશે-કોઈ પણ રીતે એ આપઘાત કરશે; અને માની લો કે કદાચ આમ ન હે કરે તો સતત જળતી રહેવાથી વહુ વહેલી-મોડી ક્ષયનો ભોગ બનશે અને વધુમાં વધુ ત્રણચાર વરસમાં તો એ ખતમ થઈ જ જશે ! ને પછી......

જમુ માટે પોતે મનગમતી નવી વહુ લાવશે ને...પછી...

તમે કહેશો 'આવી ક્રૂર સાસુ તે હોય, પણ ભૂરીએ આ વાત કોઈને યે-પતિને યે સુદ્ધાં કરી નહોતી એટલે તમને આમ થતું હશે, બાકી વાત સાવ સાચી હતી.

શરૂઆતમાં તો માબાપે વળગાડેલા આ 'ઝોડ' તરફ જમુને ઘણો જ અણગમો થતો; પરંતુ એના પ્રત્યેનો માતાનો ક્રૂર વર્તાવ એ જેમજેમ જોતો ગયો, તેમતેમ પોતાની જનની પ્રત્યે એ મનમાં ને મનમાં ગુસ્સે થવા લાગ્યો. એની આંખ ઊઘડી ગઈ. જમુથી આ આ સાંખી શકાતું નહોતું, પરંતુ આજ્ઞાંકિત-પણાના કોણ જાણે કેવા યે માઠા સંસ્કારો

એનામાં નાનપણથી ભરાઈ બેઠા હતા કે માતા સામે એ આંખ પણ ઊંચી કરી શકતો નહિ એ સઘળો ઊભરો એનાથી રેણુ સમક્ષ ઠલવાઈ જતો, પણ રેણુ કેમ કશું યે કહેતી નહોતી? કવચિત્ તો ભલીભૂલીને જમુ માતાની ખોડો કાઢતો કઈ કરતા રેણુ મા વિષે બૂરુ બોલે છે! પણ ના, રેણુ તો સાચી આર્યમહિલા બની દિવસભરની એકે વાત એ પતિને કહેતી નહિ, એના કાન ભંભેરતી નહિ, માતાના વર્તાવ સામે એકે શબ્દ બોલતી નહિ ધીમેધીમે જમુએ જોયુ કે પત્નીનો આ જાતનો વર્તાવ બળજબરી કે ઇરાદાપૂર્વકનો નહોતો, પરંતુ રેણુનો એ તો એક ઉમદા ગુણ હતો પત્ની વિશેની એની માન્યતામાં ત્યારથી જબ્બર પલટો આવી ગયો પહેલાં કરતાં બંનેને સારું બનવું ગયુ

એક બીજી વાત પણ આ પ્રશ્નમાં ઊંડે ઊતર્યાથી જમુ જાણી શક્યો નાનો ભાઈ દાંડ હતો માનો વધુપડતો લાડો હતો પત્નીને ત્રાસ દેવામાં આનો યે હિસ્સો હતો માતા તરફથી છરેચોક થતા ગેરવર્તાવમાં નાનાભાઈની મૂગી સમતિ હતી પરંતુ એ તો રહ્યો રખડેલ મનફાવે તેમ એ પોતાની સાથે વર્તી જાય તો અપમાન થઈ જાય એ દહેશતથી સમજુ જમુ જરા ગભરાતો હતો

'આ તે કુટુબ છે કે કંકાસઘર?' એક રાત્રે એણે પત્ની આગળ ઊભરો ઠાલવ્યો રેણુ મૂગી રહી

'આ કંકાસમાથી છૂટવાનો એક માર્ગ મે શોધી કાઢ્યો છે,' એણે કહ્યું પત્નીની પૃચ્છક દૃષ્ટિએ જાણે ખુલાસો માગ્યો 'પાસે પૈસા નથી, પણ ગમે તેમ કરીને યે જુદાં રહીએ '

'ના, ના, એવુ આપણે નથી કરવુ,' રેણુ બોલી 'હોય એ તો બાની યે હવે ઉમર થવા આવી થરડેલપણુ આપણે એમને દુખ નથી આપવુ '

'તું જ છે મૂઢ જેવી!' માતા પ્રત્યે બતાવાતી વધારેપડતી સ્નેહની લાગણીથી જમુ એકદમ ગુસ્સે થઈ ગયો.' સાપ કરડે નહિ પણ ફૂફાડો મારતાં યે શીખવુ જોઈએ!'

'પણ હું કોની આગળ ફૂફાડો મારુ? હજી તો નાનાં છીએ આમ થડાતાંપડાતાં જ શીખીશુ '

'ત્યારે તો બાના શબ્દો તને ઘીની નાળ જેવા લાગતા હશે નહિ?'

'અરે રે, શુ તમે ય તે બીજુ કોઈ હોય તો સાસુની સામે બોલતી વહુને દબાવે, તમે તો જાતે જ મને બાની સામે થવા ઉશ્કેરો છો!'

'પણ તો યે તારા પેટનુ પાણી ક્યાં હાલે છે, જો ને?'

રેણુકા માત્ર હસી—જાણે જગતનાં તમામ દુખો પ્રત્યે એ હાસ્યમાં સહાનુભૂતિ હતી 'હસે છે શુ, તુ તારી મજે રહેજે સાસુજી પાસે, હું તો જુદો રહીશ '

ભાઈના જુદા રહેવાની આ વાત બહેન સાભળી ગઈ બાને એણે ભભેર્યું કે ભાભીના કહેવાથી જ ભાઈ જુદા રહેવાની ખટપટ કરતો લાગે છે'

ભૂરીને થયુ હવે તો વહુનું કાસળ કાઢ્યા વિના છૂટકો જ નથી

કુટુબધરના ગાડાનો ભાર બંને વાહો—સાસુ ને વહુ જુદીજુદી દિશામા ખેચવા મથતાં હતા

*

આ તો હજી ગઈ કાલની જ વાત. સાસુઓ અને વહુઓથી બનેલા હિંદુસમાજનુ એ મહાન કલંક હતું પવિત્ર માનવસ્મૃતિ પર અંકિત થયેલુ જાણે એ ઘોર પાપ હતુ સર્જનજૂના સાસુવહુના ઝઘડાનુ એ અંતિમ નિદાન હતુ ગુસ્સાના આવેશમાં આવેલી

રેણુકાના સહસ્રશત આત્માઓએ ત્યારે સોસો શાપ પોકાર્યા હશે. એ મૂગી વેદનાઓની ચીસોના ભણકારા તો હજી અત્યારે પણ સંભળાય છે.

જુઓ...જુઓ...હૉસ્પિટાલના ખાટલા પર અચેત સૂતેલી રેણુ પણ જાણે બેઠી થઈથઈ હાથે હાથે 'વિનાશનો સંદેશ' પાઠવી રહી છે. એના કેશ વિખરાયેલા છે. રડીરડીને એની આંખો અંગારા જેવી થઈ ગઈ છે... આવેલા, પાસે ઊભેલા સજ્જનો, સમાજના ધૂરીણો જાણે એનો શાપ સાંભળે છે. માથે હાથ મૂકી સૌ વિચારે છે. પરંતુ રેણુના પ્રશ્નોનો જવાબ દેતાં એમની જીભે મૌનનાં તાળાં વાગી ગયાં છે. સૌ કોઈ 'ઉપરવાળા' તરફ આંગળી ચીંધે છે.

આખરે શું સાસુ જ જીતી ત્યારે? રેણુએ આપઘાત કર્યો હતો? એ જે કંઈ હોય તે. કારણ તો સાવ નજીવું જ હતું એમ કહી શકાય.

*

આમ તો સાવ ફીકી પડી ગયેલી રેણુના પેટમાં સખત દુઃખતું હતું. એકેક દિવસ સુધી એ બેચેન રહી. માથામાં એને ભયંકર શૂળ ઊપડ્યું હતું. સાધારણ દિવસોમાં આવતો ઘાટી પણ હમણાંનો દેશમાં ગયો હોવાથી આવતો નહોતો. ત્રણ દિવસ સુધી રેણુથી પથારીમાંથી ઉઠાયું નહિ. ચોથે દિવસે પણ કામકાજ કરવાની પોતાની અશક્તિ વિશે જ્યારે નમ્રતાથી એણે સાસુને ના કહી ત્યારે તે પહેલેથી કરેલી ગણતરી મુજબ એનાં પર સખત ચિડાયાં. ગાળો દીધી, વહુના બાપની સાતેસાત પેઢીને એણે શણગારી કાઢી!

સૂતેલી વહુની પાસેથી દૂર ખસતાંખસતાં સાસુએ છેવટે કહી પણ દીધું:

'બીજાને ભારરૂપ થવા કરતાં તો બાઈ, ન હોઈએ તે સારાં!'

—રેણુ અત્યંત દુઃખથી પિડાતી હતી. આર્દ્ર સ્વરે એ બોલી:

'મોત ઓછું કોઈનું માગ્યું મળે છે, બા?' હમણાંહમણાંથી એનાથી ગમે તેવું બોલાઈ જતું હતું. શારીરિક પીડા ભોગવનાર વ્યક્તિનું માનસિક સમતોલપણું રહી શકતું નથી. આડે દિવસે અત્યંત નમ્ર રહેતી રેણુ, આવે પ્રસંગે ક્વચિત્ ગુસ્સે પણ થઈ જાય તો એનો દોષ કેમ કાઢી શકાય?

'તમારે અહીં અમારા જીવ પર તાગડધિન્ના કરવા હોય પછી શા માટે તારે મોતને બોલાવવું જોઈએ? કે કોઈની યે કશી જરૂર તને પડે?'

'શું કામ આ બળેલીને બાળો છો...'

'તને કોણ કહે બળેલી? શરીર તો ખાસ્સું વધ્યે જાય છે!' સાસુએ વહુની કરેલી આ કેટલી ક્રૂર વિડંબના હતી? અહીં આવ્યા બાદ ગુમાવેલી તમામ શક્તિમાં, હોમાઈ ગયેલા તમામ ચેતનમાં, ગામડાની નારીના હવે બાકી રહેલા હાડપિંજરમાં સાસુને શક્તિ, ચેતન ને સૌંદર્યનો ભાસ થતો હતો!

ભૂરીએ આબાદ રીતે સાસુપણું ચરિતાર્થ કર્યું. વાતમાં ને વાતમાં એણે વહુને મરવાનું યે સૂચન કરી દીધું!

પથ્થરનો ઘા થતાં જે દશા પાકા ફળની થાય તે જ દશા, આ શબ્દોનો ઘા થતાં ધૂંધવાઈ રહેલા રેણુના હૈયાની થઈ. ને પાકા ફળની માફક જ એ તૂટી પડ્યું. એ શાંતિ ચાહતું હતું ત્યાં અગ્નિનો વરસાદ વરસ્યો, આનંદને બદલે એને ક્લેશ મળ્યો; જીવનની વસંત ઝંખતી કોયલને પાનખર મળી. તૂટેલા એ હૈયાને, નીચે પડ્યા પછી જાણે કશું યે ભાન ન રહ્યું, આપોઆપ રેણુના મુખમાંથી શબ્દો સર્યા:

'એ એ, બળી મરીશ હ '

'બડાશ હાંકનાર તે વળી કે'દહાડે શબ્દ પાળે છે '

'બા !'

'કે'તી હોય તો ઘાસલેટ આપુ '

આમ બોલી ભૂરીએ વહુને ગ્યાસતેલનો શીશો બતાવ્યો ચે ખરો પોતાના પાગલપણાનું રેણુને દુ ખમાં ભાન ન રહ્યું ચાગળ ક્રોધે એનો કબજો લીધો હતો ગ્યાસતેલના શીશા તરફ એ વળી એટલે ભૂરીએ વળી દાવ અજમાવ્યો

'રહેવા દે રેણુ હું તો અમસ્તી કે'તી તી આવુ તે હો ય ?'

અને ભૂરીનુ માનસશાસ્ત્ર સાચુ પડ્યુ હારી જુગારી ને ક્રોધાન્વિત મનુષ્ય બન્ને સરખા જેમજેમ ના કહીએ તેમતેમ એ વધારે આગળ વધવાના ગુસ્સામાં આવેલી રેણુએ શીશો લીધો 'રહેવા દે રહેવા દે'ની વિનતી દ્વારા શીશો ઝૂટવી લેવાનો ડોળ કરતી સાસુએ ભૂરીના લૂગડા ઉપર જ એ ઢોળી દીધુ

દરમિયાન હોહા વધી પડી લોકોએ બારણાં ખખડાવ્યાં

'રહેવા દે અલી વહુ, રહેવા દે ' શુ કરે છે તેનુ ભાન છે કે નહિ ?'

'ના, ના, છોડી દો, મને છોડી દો '

પણ આ રકઝકમાં રસોડાના ઘોડાની નીચેની દીવાસળીની પેટી ભૂરીએ ઠેસ મારી બહાર કાઢી હતી !

'આ રહી પે ટી !' બારણે સખત ટકોરા પડ્યા લોકોએ બારણાં ખખડાવ્યા

રેણુએ દીવાસળી ચેતાવી લૂગડાની કોર પર ચાંપી ! મોટો ભડકો થયો

એક જ ઝેકડમાં બધુ બની ગયુ ભૂરીએ પ્રાયમસ, પીન ને ચા કરવાનો સામાન નીચે ઉતારી મૂકી દીધો બહારના લોકોનો કોલાહલ વધતો જ જતો હતો હવે બારણું એકદમ ઉઘાડી ભૂરીએ જોરથી ગડ પાડી

'ધાજો રે કોઈ બચાવો રે રેણુ દાઝી રેણું દાઝી !'

*

'પણ તમારે શા સારુ આ લપમા પડવુ જોઈએ ? આપણે હજાર કામ છે રઝિયાતોડી કરવાની ને પોલીસના લફરામાં પડવાની હું તમને સાફ ના જણાવી દઉં છુ '

'જરૂર, એક રાક વહુની જિંદગી બચાવવા હુ ગમે તે કરીશ '

'ગાંડા ન કાઢો આગળપાછળનો પૂરતો વિચાર કરો સાચી વાત પ્રગટ કરી દેશો તો એ કુટુબ સાથે જિંદગીભરનો અણબનાવ નહિ થાય ?' પડોશની પત્નીએ પોતાના પતિને કહ્યું

'બાકીટૂકી હુ કાંઈ ન સમજું આ એક રેણુનો નહિ અમ ખ્યુ રેણુકાઓનો સવાલ છે, સાસુને ખબર પાડી જ દેવી જોઈએ વહુને હસ્પિતાલમા લઈ ગયા છે તે કોણ જાણે ત્યાં શી યે સ્થિતિ હશે ? મારા જેવો ભણેલો માણસ આ અનિષ્ટ ન અટકાવે તો બીજુ કોણ અટકાવવાનુ હતુ ?'

'રે, પણ એના પેલા નાના દાડ છોકરાનો સેજનો ત્રાસ પછી મારાથી તો નહિ વેઠાય તમે તો જશો ઑફિસે ને ઘેર હું અહીં એકલી ' નહિ, નહિ, આપણે આ વાતમાં નથી પડવું ' ના કહું છુ હું '

'હું તો આ ચાલ્યો પોલીસથાણે '

'અરે આપણા બાબુડાના સમ છે તમે જાઓ તો '

'બાબુડા કરતા અત્યારે તો રેણુની સ્થિતિ અગત્યની છે ' કહીને પડોશી પોલીસચોકી પર ઝપાટાભેર ચાલ્યો ગયો

પોલીસચોકી પર પડોશીએ પોતાની કેફિયત નોંધાવી. પોતાના માળામાં બનેલા એક કિસ્સામાં વહુને સાસુએ બળાત્કારે બાળી નાખી છે એવું જણાવ્યું.

'કોણ છે સાક્ષી ?'

'ક્યારે બન્યું આ ?'

'તમને ક્યાંથી ખબર ?'

'તમે કેમ વધુ રસ લઈ રહ્યા છો ?'

'તમારાં કંઈ સગાં ખરાં કે ?'

'આવા તો રોજના કિસ્સાઓ બને છે !'

'ખોટું હશે તો બૂરા હાલ થશે !'

આવી તો કેટકેટલાંય પ્રશ્નોની ઝડી વરસી ગઈ. વજ્રસ્તંભ સમું ચોંટેલું પોલીસ ખાતાનું અંગ ઘણીવારે માંડમાંડ હાલ્યું.

સર્વે ઇસ્પિતાલમાં આવ્યા.

એક ખાટલા પર રેણુને સુવાડવામાં આવી હતી. એના શરીર પરની ચામડી ચામડી નહોતી રહી. પગના ભાગ આગળ તો મોટામોટા ઝળેળા ઊઠ્યા હતા. સાસુ એને કદ્રૂપ કહેતી હતી ને ? અત્યારે જાણે એણે પોતાનું સાચું રૂપ દેખાડ્યું હતું. કાગળની કટકી અડકે, દોરાની અણી અડકે, અરે પવન અડકે તો યે વેદના થાય એવી સુલાયમ ચામડી બની ગઈ હતી. માંસના લોંદા દેખાતા હતા. રૂપ કદ્રૂપ બન્યું હતું કે કદ્રૂપે રૂપ ધારણ કર્યું હતું તે કળવું મુશ્કેલ હતું. વેસેલીનનો તો કોઈ હિસાબ નહોતો. બીજી અનેક પ્રકારની ઠંડી દવાઓની વાસ આવતી હતી. એના શરીર પર ગરમ શાળ ઓઢાડવામાં આવી હતી. પાછલા ત્રણ કલાકમાં જ જાણે રેણુ સાવ ફિક્કી પડી ગઈ હતી. એની આંખો જાણે કૂવા જેટલી ઊંડી જતી રહી હતી. એમાં તેજ નહોતું. આગલા દિવસની પહેરેલી પેલી સાડી ને કબજો કાળાંકાળાં બળેલાં ચામડાં સાથે, એના પહેરનારની દશા પર કલ્પાંત કરતાં ખૂણામાં પડ્યાં હતાં.

કાળાં નહિ પણ એવાં જ લાલ ચામડાં રેણુના શરીરે હતાં.

નિરાશવદને જમુ ઊભો હતો. ભૂરીની છાતી ધડકધડક થતી હતી. નવી વહુ લાવવાના ઉમંગમાં ને ઉમંગમાં આ ગભરુ બાળા પર ગુજારેલા સીતમો–અત્યાચારોની સીમા એ ભૂલી હતી. આજે એ પરિસ્થિતિનું પરિણામ પ્રત્યક્ષ જોયું. પોતે ધારેલું કાર્ય આવું ભયંકર પરિણામ લાવશે તેની એને મુદ્દલે કલ્પના નહોતી.

પોલીસ આવી હતી. પોલીસકેસ તરીકે પોલીસ આ કેસ હાથમાં લેવા માગતી હતી. એવી વખતે આ વહુ જો સાચી જુબાની આપે...તો આ પોલીસ...અમંગળ બનાવોની આ આગાહી હતી ? વહુ જો એમ કહે કે સાસુએ મને બાળી છે તો તો...આ પોલીસ...જેલ...મારઝૂડ...સજા...દંડ...કુટુંબ... ઘર...આખી યે ઇસ્પિતાલ જાણે ચકર-ચકર ફરતી હોય એમ સાસુને લાગ્યું.

રેણુ જરા સ્વસ્થ થઈ હતી. વેદના થોડીક ઓછી થઈ હતી. દાક્તરે નાડ તપાસી; જુબાની લેવાની શરૂઆત થઈ. પોલીસોએ ને દાક્તરે રેણુને દાઝવાનું કારણ પૂછ્યું. રેણુ શું બોલે ?

એના મનના મહેરામણમાં એકસાથે વિચારોની ભરતી ને ઓટ શરૂ થયાં હતાં. સાચી વાત કહી દેવાનું, એ બહાને હિંદુ સંસારની બીજી અનેક સાસુઓ પર ધડો બેસાડવાનું એને મન થઈ આવ્યું, છેક ગળા સુધી સત્ય હકીકત આવી પણ તરત જ ત્યાં એ અટકી ગઈ.

રેણુએ સાસુ સામે જોયું.

સાસુની લાચાર દૃષ્ટિ ભેદીને રેણુનાં નયનો એમના અંતરતમ ભાગ સુધી પહોંચી

ગયાં ભૂરીના હૃદયને ત્યાં એણે છૂટી પોક
રડતું એવું કેવળ લાચારી, કેવળ પશ્ચાતાપ, કેવળ ભૂલનો એકરાર એ હૃદય કરતું હતું એ પશ્ચાત્તાપના કુંડમાં સ્નાન કરીને બહાર નીકળતો સાસુનો આત્મા સિર્ફ નારીનો—માતાનો આત્મા બની ગયો હતો એ આત્માએ સાસુપણાના વસ્ત્રો ઉતારી કાઢ્યાં હતાં 'મા' તરીકેનો નવો સ્વાંગ ધારણ કર્યો હતો સાસુના આ નવા અવતારે, વહુના આત્માને—શુદ્ધ નારીના આત્મા તરીકે પહેલી જ વાર પિછાણ્યો ને સત્કાર્યો પોતાની બાજુમાં જ, પોતાના એક અંગ તરીકે એને સ્થાન આપ્યું

પણ જ ક્ષણમાં નેત્રો દ્વારા થયેલી આ અંતરાબદલીની કોઈને કશી યે ખબર ન પડી

જુબાનીમાં રેણુએ લખાવ્યું

'આ બનાવ આ કરતાં નડેલો સ્ટવનો અકસ્માત જ માત્ર છે પેલા પડોશીભાઈ જે કંઈ કહે છે તેમાં એમની સમજફેર થઈ લાગે છે અમે બંને તો મા-દીકરી જેવાં છીએ'

સાસુના આત્માએ પણ આ શુદ્ધ ને સાત્વિક ભાવનો સામો પડઘો પાડ્યો ડૉક્ટરને એણે ચિંતા વ્યક્ત કરતાં પૂછ્યું

'કેમ લાગે છે ડૉક્ટર સા'બ મારી વહુ મારી રેણુને '

'ગભરાવ નહિ બહેન, ઈશ્વર સહુ સારાં વાનાં કરશે' ડૉક્ટરે આશ્વાસન આપ્યું

ભૂરીએ તેને તે જ પળે વહુને પોતે કરેલી ત્રણ વર્ષની અગિયારસનું ફળ આપ્યું દુવા આપી રેણુ બચી જાય તો જિંદગીભર અથાણું નહિ ખાવાની ને ડાકોરજી પગે લગાડી આવવાની એણે ત્યાં ને ત્યાં જ બાધા લીધી

*

સાથે જ પૂર્ણિમાને પ્રતાપે કે સાસુની દુવાથી કે ગમે તે કારણે રેણુ બચી !

હૉસ્પિટાલમાં દોઢ મહિનો રહ્યા પછી આજે રેણુ ઘેર જતી હતી બારણામાં દાખલ થતાં જ સ્મિતથી આવકારતી ભૂરી બોલી

'આવ દીકરા, આવ'

ને તુરત જ વહુને એ ભેટી પડી—જાણે પૃથ્વીમાતાની ગોદમાં સીતાદેવી ન સમાં હોય!

★

આવતી ૨૯મી નવેમ્બરે જેમનો ૮૦મો જન્મદિન ઊજવવા માટે હિંદના માનીતા નેતાઓએ સંયુક્ત અપીલ બહાર પાડી છે તે ઠક્કરબાપાના જીવનનો આ પ્રસંગ છે

લગભગ પાંત્રીસ વર્ષ પહેલાંની વાત હરિજન સાથે વાત કરવામાં પણ જ્યારે પાપ મનાતું હતું ત્યારે તેમની સાથે પ્રીતિભોજનની તો વાત જ ક્યાં કરવાની? 'આર્યન બ્રધરહુડ' તરફથી યોજાયેલા એક સમારંભમાં ઠક્કરબાપાએ ભાગ તો લીધો પણ એથી [illegible], જ્ઞાતિપટેલ તરીકે આન ભોગવતા, એમના પિતાજીને સખત આઘાત પહોંચ્યો જ્ઞાતિના ભેગા મળ્યા 'પ્રાયશ્ચિત્ત કરો, નહિ તો કુટુંબ સમસ્ત ન્યાત બહાર રહેશે'

'શું કરવું? એક તરફ પિતૃભક્તિ બીજી તરફ માનવસેવા' તુમુલ યુદ્ધને અંતે પિતૃભક્તિ જીતી ઠક્કરબાપાએ પ્રાયશ્ચિત્ત કર્યું, પણ એમના દિલનો વલોપાત અકથ્ય હતો

એટલે ૧૯૧૩માં પિતાનું મૃત્યુ થયું ને થોડા જ દિવસ બાદ એમના નાના ભાઈને કહ્યું 'હવે હું નોકરી છોડું છું પિતાજીની હાજરીને કારણે છ વર્ષથી મનોમંથનમાં અટવાયો છું હવે મારા આત્માને સાંત્વન મળે તે ધર્મ હું અંગીકાર કરીશ'

પેન્શન મળવાને થોડો જ સમય બાકી હતો, પણ અમૃતલાલભાઈ દૃઢનિશ્ચયી હતા ૧૯૧૪માં એમણે નોકરી છોડી, જનતાની સેવાનું વ્રત લીધું કુટુંબના અમૃતલાલ ઠક્કર મટી, ત્યારથી એ હિંદના 'ઠક્કરબાપા' બન્યા

આવા એકનિષ્ઠ સેવકની જન્મજયંતી કેમ ન ઊજવીએ?

*

# પક્ષીઓનો ઋતુપ્રવાસ

*

શ્રી. વિજયગુપ્ત મૌર્ય

**ક્યાં** ઉત્તરાખંડ ને ક્યાં હિંદુસ્તાન! કોઈ અણજાણતત્ત્વપ્રેરિત હજારો માઈલનો અવિરત પ્રવાસ ક્યાં ને ક્યાં પક્ષીનું નાનકડું કદ! ન કોઈ વિશ્રામ, ન કોઈ ઊંઘ ને ન કોઈ હોકાયંત્ર—પણ. ત્રણ હજાર ફૂટ ઊંચે ઊડી હજારો માઈલનો દરિયો ખેડવો પડે, વચ્ચે પહાડો આવે, દીવાદાંડીઓ આવે, રાત્રે ચોમેર અંધકાર હોય, આંધી ઊમટે, વરસાદ પડે છતાં વખત થાય એટલે, માબાપને પાછળ મૂકીને, ચારપાંચ મહિનાનું બચ્ચું પ્રવાસ ખેડવા નીકળી પડે! કુદરતની બલિહારી જ કે બીજું કંઈ? પક્ષીજગતના નિષ્ણાતને હસ્તક પંખીઓના આ હૃદયંગમ ઉડ્ડયનનું, ને એની સાથે સંકળાયેલા અનેકવિધ પ્રશ્નોનું અહીં નિરૂપણ થયું છે.

આજે લખું છું ત્યારે મારી કલ્પના ઉત્તરાખંડમાં ઊડી રહી છે. ચોમાસાનો અંત પાસે છે અને ત્યાં શિયાળો દૂર નથી. ઉત્તરાખંડ પ્રવૃત્તિથી ગાજે છે. પક્ષીઓ હજારો માઈલનો પ્રવાસ ખેડીને હિંદુસ્તાનમાં શિયાળો ગાળવા માટે આવવાની તૈયારી કરે છે. સંવનન અને પ્રજનનનો કાળ પૂરો થયો છે. બાલઉછેરનું કાર્ય પાર પડ્યું છે, બચ્ચાં પાંખો પસારીને ઊડતાં શીખી ગયાં છે અને ખાવાપીવામાં સ્વાશ્રયી બની ગયાં છે. હવે તેમને માતાપિતાની જરૂર નથી, માતાપિતાને બચ્ચાંની ચિંતા નથી. યુગયુગના સંસ્કારો એમને પ્રેરણા આપે છે. પ્રકૃતિ એમના કાનમાં કહી જાય છે કે ઉત્તરાખંડના વાયુ પર સવાર થઈને કઠોર શિયાળો આવી રહ્યો છે અને તમારે આ પ્રદેશ છોડીને હિમાલયની દક્ષિણે હિંદુસ્તાનનાં હરિયાળાં ખેતરો, મેદાનો, પહાડો અને ઉદ્યાનોમાં જઈને કલ્લોલ કરવાનો વખત આવી રહ્યો છે. હજી તો હમણાં જ ત્રણચાર માસ પહેલાં અંડમાંથી નીકળીને બ્રહ્માંડમાં આવેલું નાનકડું બચ્ચું શું જાણે કે શિયાળો કેવો હશે અને હિંદુસ્તાન ક્યાં હશે? એ સુકુમાર બચ્ચું શું જાણે કે દક્ષિણ દિશા ક્યાં છે અને ઉત્તરાખંડ છોડી જવાનો સમય થયો છે! અરે, એ શું જાણે કે ઉત્તરાખંડ છોડી જવો જોઈએ? અને છતાં દર વર્ષે દુનિયાનો એક મહાન ચમત્કાર બને છે, વિશ્વની એક મહાન્ અજાયબી બને છે. કુદરતે નિર્માણ કરેલા દિવસે સુકુમાર બાળપંખીઓ પોતાની નાનકડી પાંખ પસારે છે, દક્ષિણ દિશામાં મુખ ફેરવે છે અને હવામાં તરતાં થઈને હિંદુસ્તાનને માર્ગે ઊડવા માંડે છે. માબાપ તો પાછળથી આવે છે. બચ્ચાં એકલાં ઊડ્યે જાય છે. અંધારી રાત કે ઝંઝાવાતનો એમને ડર નથી. જે માર્ગ તેમણે કદી જોયો નથી ત્યાં પણ તેઓ ભૂલાં પડતાં નથી. એમની પાસે હોકાયંત્ર નથી, સેક્સ્ટન્ટ નથી, નકશા નથી, અક્ષાંશ–રેખાંશનું, તેમને જ્ઞાન નથી. સૂર્ય અને તારાઓ ઉપરથી તેમને દિશા અને અંતર શોધતાં આવડતું નથી. એમને કોઈ રસ્તો દેખાડતું નથી, તેઓ કોઈને રસ્તો પૂછતાં નથી. સાઇબીરિયા, કૅનેડા, ઑસ્ટ્રેલિયા અને આફ્રિકાનાં અફાટ વેરાન અને જંગલ જેટલાં આપણે માટે અજાણ્યાં છે તેના કરતાં પણ વધારે અજાણ્યાં આ બેચાર માસની વયનાં પક્ષીઓ છે. વિદાય લેતી વર્ષા પોતાની કળા સંકેલી રહી છે. મેઘ ગાજે છે, વીજળી સબાકા મારે છે, વ્યોમમાં વાદળો ઘૂંટાય છે, આંધી દૃષ્ટિનો અવરોધ કરે છે. મેઘ જેમ

આજવીજ અને પવનના તોફાન સાથે આવે છે તેમ તોફાન મચાવીને વિદાય લે છે. પરંતુ માબાપની હૂંફ અને માર્ગદોરવણીથી વિમુખ બનેલાં આ સુકુમાર પક્ષીઓ કુદરતની કઠોરતા અને પ્રવાસની વિષમતાથી જરાય ડર્યા વિના પોતાનો પ્રવાસ પૂરો કરે છે

ઓગસ્ટ માસ ઊતરતાં એમના આગમનના દિવસો ગણી શકાય છે કોઈ અંધારી રાત્રે કે સુંદર સવારે હું પહેલાં આગંતુકનો અવાજ સાંભળીશ ત્યારે આનંદ અને ઉત્સાહમાં આવીને બહાર દોડી જઈશ અને કહીશ, 'તું હેમખેમ આવી પહોંચ્યો કે? બહુ સારુ થયું મને તારા વિના જરાય ગમતુ ન હતુ '

• રખે તમે માની લેતા કે આ બધી બાલિશ કલ્પના છે વાસ્તવિકતા ઘણીવાર કલ્પના કરતાં વધુ મનોહર, વધુ ઉત્તેજક અને વધુ રોમાંચક હોય છે

શિયાળુ પક્ષીઓના આગમનનુ મનોહર દૃશ્ય જોવા મળે છે કચ્છ અને સૌરાષ્ટ્રમાં એકાદ નહિ પણ હજારો પક્ષીઓને તમે આવતાં જોઈ શકો મને યાદ છે અમારા બાળપણના દિવસો, જ્યારે શરદઋતુના આરંભ સાથે સ્વચ્છ થઈ ગયેલા આકાશમાં રાત્રિના કાજળઘેરા અંધકારમાં અગણિત હીરાની જેમ તારાઓ તગમગતા હોય ત્યારે પાણી કાંઠાના શિયાળુ પક્ષીઓનો પહેલો અવાજ કાને પડતો આકાશમાંથી આવતો એ તીક્ષ્ણ, મીઠો અને દૂરદૂર સુધી સંભળાતો અવાજ અમારાં બાળહૃદયને કેવા ઉત્કંઠાટથી હચમચાવી દેતો ! અમે ભાંડુઓ અગાસીમાં ચડી જતાં અને અંધારા આકાશ તરફ મીટ માંડતાં પણ ત્યાં તારાઓ સિવાય તો કશુ દેખાતુ નથી અને છતાં હૃદયને હચમચાવી દે એવા ટીટિયા, બટન, ગોલિંદા, ચક્રા, છોટા ગજપાઉ, ટીમટીમા વગેરેના સૂરીલા અવાજ રાત્રિના શાંત વાતાવરણમાં ગાજે છે કોઈ વાર સૂર્યાસ્ત પછી તરત જ કુંજ અને કુલંગનો મીઠો અને માદક અવાજ સંભળાતો, ત્યારે અમે એ સુંદર પંખીઓનું સ્વાગત કરવા દોડી જતા દૂર ક્ષિતિજ પર વાદળ દેખાય છે ના, એ વાદળ નથી, એ તો છે હજારો કુંજો અને કુલંગોનો સમુદાય ક્ષિતિજ પરથી ઊંચે ચડતા મેઘની જેમ તેઓ ઉપર આવે છે ક્ષણેક્ષણે આકાર બદલતા વર્ષાના વાદળની જેમ એ સમુદાયનો આકાર પણ બદલાતો જાય છે મેઘનો ગોરસો શણ્યો હોય એવો આ પક્ષીઓનો ગોરસો જેમ ઉપર આવે છે તેમ ઊઘડતા ફૂલની જેમ તેની શોભા ખીલતી જાય છે દરિયાની ભરતીનાં મોજાં ની જેમ એ પક્ષીઓનાં મોજાં આગળ વધે છે દરેક ટોળાને એકેક નાયક છે અને ક્ષણેક્ષણે તે પોતાના અનુયાયીઓને આદેશ આપતો જાય છે અને અનુયાયીઓ તેને અનુસરે છે "સાચો સામ્યવાદ શું આ પક્ષીઓમાં જ હશે ? કાર્લ માર્ક્સ, લેનિન અથવા તેમના કોઈ સુપાત્ર કે કુપાત્ર શિષ્ય અથવા અનુયાયી સ્વીકારવાને તૈયાર ન થાય એવા કુંજના સામ્યવાદમાં નેતા વારા પ્રમાણે બદલાતા જાય છે ! એક પછી એક વાદળું આવતુ જાય અને વરસીને ચાલ્યુ જાય તેમ કુંજ અને કુલંગનું એક પછી એક ટોળું આવતું જાય, ગગનને ગજવતુ જાય અને આગળ જઈને ક્ષિતિજમાં ઊતરી જાય લાંબી ડોક લંબાવીને, સુંદર પાંખો પસારીને હળવે હળવે ઊડતા જતાં કુંજ અને કુલંગના ગોરસા જોવા એ જિંદગીનો એક લહાવો છે

મને યાદ આવે છે બાળપણના એ દિવસો, જ્યારે પક્ષીનાં બચ્ચાં માળો છોડીને ઝાડની ડાળીપર કૂદાકૂદ અને ઊડાઊડ કરે તેમ અમે ઘરમાંથી બહાર નીકળીને પાસેના દરિયાકાંઠે જતા થયા પાણીકાંઠાનાં શિયાળુ પક્ષીઓ સાથે મારે ત્યારથી મૈત્રી ચાલી આવે છે શરદઋતુની શરૂઆતથી જેમજેમ શિયાળુ પંખી આવવા

માંડતાં તેમતેમ અમે આનંદમાં આવી જતા. શરદઋતુના પહેલા પરોણાના પ્રથમ દર્શનના રોમાંચની શી વાત કરવી? પરંતુ વસંતના અંતસમયે જ્યારે સાગર મસ્ત બને છે અને પ્રકોપ પામેલા સૂર્યનાં કિરણોથી પરાજય પામીને રહીસહી શીતળતા પણ ગુમાવીને શિયાળો નાસી જાય છે, ત્યારે એક દિવસ સવારે અમે જોતા કે દરિયાકાંઠો સૂનો પડ્યો છે! પાણી ઉપરથી અને પાણીકાંઠા પરથી બધાં શિયાળુ પક્ષીઓ અદૃશ્ય થઈ ગયાં છે! પક્ષીઓના કલ્લોલથી જે કાંઠો ગાજતો હતો તે હવે વેરાન લાગે છે. મારું મન ઉદાસ થઈ જાય છે. મને જિજ્ઞાસા થાય છે: આટલાં બધાં પક્ષીઓ ક્યાંથી આવ્યાં હતાં? કેમ આવ્યાં હતાં? કેમ ઊડી ગયાં? ક્યાં ઊડી ગયાં? અને આ અજાયબી તો જુઓ: બધાં પક્ષીઓ શું સંપ કરીને એકસાથે જતાં રહ્યાં? પણ બાળકો દુનિયાની આ એક મહાન અજાયબી કેમ સમજી શકે? અને કોણ સમજાવે?

ગયા ઉનાળામાં હું હિમાલયમાં હતો. વસંતના અંતમાં દર વરસે હિમાલયના પહાડો અને જંગલોમાં પ્રજનન માટે જતાં મારાં પક્ષીમિત્રોને હિમાલયમાં મળી આવવાની મારી ઇચ્છા ઘણાં વરસોથી હતી. ઘૂઘવતા નિર્મલ ઝરાઓને કાંઠે મેં દિવાળીઘોડા જોયા, કાબરપીદાને કલ્લોલ કરતા જોયા, કસ્તૂરાને હરિયાળી ઘટાવાળી ખીણોમાં વહી જતી નદીઓ ઉપર ઝૂલતાં વૃક્ષોની ડાળે હૃદયંગમ મીઠાશથી ગાતા સાંભળ્યા. અરે લગભગ બાર હજાર ફૂટ ઊંચે બરફમાંથી ઝરતા ઝરા પર શ્વેતશિર થરથરાને હવામાંથી જીવડાં પકડતાં અને કાંહાની ઝાડીમાં બાંધેલા માળામાં બચ્ચાંને ખવડાવતાં જોયાં, ત્યારે આવાં જાત-જાતનાં પરિચિત પંખીઓને વરથી—અને જ્યાં તેમને દર શિયાળે જોઉં છું ત્યાંથી—હજાર માઈલ દૂર જોયાં ત્યારે મારા એ મિત્રોને જોઈને મેં કહ્યું: 'અરે ઓ મિત્રો, હું તમને અહીં મળવા આવ્યો છું.'

તમે તમારા વતનથી હજારો ગાઉ દૂર અજાણ્યા દેશમાં ફરતા હો, ત્યારે તમારા વતનના માણસનો મેળાપ થાય તો કેવા આનંદમાં આવી જાવ? કેવો ઊમળકો આવે? પછી ભલેને તમારે તેની સાથે માત્ર આંખની જ ઓળખાણ હોય. ત્યારે મારાં પ્રિય પક્ષીમિત્રો જેમને મળવા માટે મેં આટલો પરિશ્રમ ખેડ્યો હતો, જંગલો, પહાડો, નદીઓ, ખીણો, કોતરો અને કંદરાઓ વટાવ્યાં હતાં, તેમને મળીને આટલો બધો આનંદ થાય તેમાં નવાઈ શી?

નવાઈ તો એ જ છે કે ઘડિયાળ જેવી નિયમિતતાથી યાયાવર પક્ષીઓ દર વર્ષે આપણે ત્યાં આવે છે અને પાછાં જાય છે. શિયાળામાં કોઈ દિવસ તાપ પડે કે વરસાદ આવી પડે તોપણ તેઓ છેતરાઈ નથી જતાં કે શિયાળો પૂરો થઈ ગયો છે. જે પક્ષીઓ સમૂહચારી છે તેઓ પણ વિચારોની આપલે કેવી રીતે કરે છે તે એક કોયડો છે, ત્યારે જેઓ સમૂહચારી નથી તેમનું શું? પ્રાણીસૃષ્ટિ 'ટેલીકોમ્યુનીકેશન' (માનસિક વ્યવહાર)ની કોઈ રીત જાણતી હશે? નહિતર જંગલમાં તમરાં એકસાથે કેમ ગાવાનું શરૂ કરે અને એકસાથે કેમ બંધ કરે? પક્ષીઓની જ વાત કરીએ તો આપણી સુગરીનું ટોળું જ્યારે ગાય છે ત્યારે એકસાથે ગાવાનું શરૂ કરે છે અને બંધ પડે છે ત્યારે એકસાથે જ. તેમાં જરા યે ફેર પડતો નથી, પણ એ તો બીજી વાત થઈ.

ઘણાં યાયાવર પક્ષીઓ દિવસે ચારો ચરે છે ને આરામ કરે છે અને રાત્રે પ્રવાસ કરે છે. પછી ભલે રાત અજવાળી હોય કે કાજળઘેરી અંધારી હોય! કેટલાંક પક્ષીઓ ધરતીથી બહુ ઊંચે નથી ઊડતાં, કેટલાંક પક્ષીઓ આકાશમાં ઊડતાં જાય છે અને

કેટલાક પક્ષીઓ તો એટલે ઊંચે ઊડે છે કે નીચેથી નરી આંખે દેખાય નહિ। જર્મની અને સાઈબીરિયામાંથી આપણે ત્યાં આવેલાં પક્ષીઓ હિંદમાં હાથ આવ્યાના દાખલા નોંધાયા છે એ બંને દેશોમાં અને યુરોપના બીજા દેશોમાં મોટી સંખ્યામાં યાયાવર પક્ષીઓને પકડીને તેમના પગે એલ્યુમિનિયમની હલકી વીંટી પહેરાવી છોડી મૂકવામાં આવે છે એ વીંટીપર વીંટી પહેરાવ્યાના સ્થળ અને તારીખ કોતરેલા હોય છે યાયાવર પક્ષીઓ કયે રસ્તે ક્યાંસુધી જાય છે તે જાણવાની આ ઉત્તમ રીત છે આવતા જતાં દર વર્ષે દસ–બાર હજાર માઈલની મુસાફરી કરવી એ કંઈ જેવુંતેવું પરાક્રમ છે ? એ રીતે ધ્રુવ પ્રદેશની વાબગલી સૌથી વધુ પરાક્રમી છે, કારણકે તે દર વર્ષે વીસ હજાર માઈલનો પ્રવાસ કરે છે તે દર વરસે ઉત્તર ધ્રુવથી દક્ષિણ ધ્રુવ અને દક્ષિણ ધ્રુવથી ઉત્તર ધ્રુવ જાય છે।

સાધારણ રીતે યાયાવર પક્ષીઓ ત્રણ હજાર ફૂટથી વધારે ઊંચે પ્રવાસ નથી કરતાં કેટલાક જમીનથી થોડી જ ઊંચાઈએ ઊડે છે પરંતુ જ્યારે ઉત્તુંગ પર્વતમાળાઓ વટાવવી હોય છે ત્યારે તેઓ નીચી ખીણો શોધવા નથી જતાં તેઓ સીધી લીટીમાં પ્રવાસ કરે છે અને તેમ કરતાં વીસપચીસ હજાર ફૂટ ઊંચા કે તેથી પણ ઊંચા પર્વતો ઓળંગવા પડે તો તે પણ ઓળંગી જાય છે

નિશાચર પક્ષીઓ તો રાત્રે જોઈ શકે છે, પરંતુ દિનચર પક્ષીઓ રાત્રે બહુ ઓછું જોઈ શકે છે અને છતાં તેઓ રાત્રે પ્રવાસ કરે છે એ એક અજાયબી છે ને ? તેઓ રસ્તો કેવી રીતે શોધે છે એ એક કોયડો છે ને એમ માનવામાં આવે છે કે તેઓ માત્ર પ્રેરણાથી જ સાચી દિશામાં ઊડ્યે જાય છે, તો જ્યારે ધુમ્મસ હોય છે ત્યારે પ્રવાસી પક્ષીઓ અટવાઈ જાય છે અને ભૂલા પડી જાય છે તેનો અર્થ એ કે પ્રવાસમાં દૃષ્ટિ મદદરૂપ છે જ પરંતુ દૃષ્ટિનો ઉપયોગ મર્યાદિત છે જે પક્ષીઓ જિંદગીમાં પહેલી જ વાર પ્રવાસે ઊપડે છે તેઓ આંખો વડે જોઈને પણ કેમ ઓળખી શકે કે તેમનો રસ્તો આ જ છે ? અને દરિયા પરથી પ્રવાસ કરનારાં પંખીઓ માટે દરિયા પર રસ્તા માટે યાદ રાખવા જેવું તો કંઈ હોતું નથી એટલે એક જ અનુમાન પર આવવું પડે છે, કે વારસામાં મળેલા યુગયુગના સંસ્કારોથી પ્રેરાઈને જ પક્ષીઓ પ્રવાસ કરે છે અને સાચા માર્ગે જ આવે છે અને જાય છે

રાતના પ્રવાસ દરમિયાન દીવાદાંડીઓ પક્ષીઓ માટે વિઘાતક આકર્ષણ બની રહે છે થાકેલા અને અંધારાથી કંટાળેલાં પક્ષીઓ દીવાદાંડીના પ્રકાશથી આકર્ષાઈને તેની સાથે અટકાઈ પડે છે અને દર વર્ષે લાખો પક્ષીઓ આવી રીતે નાશ પામે છે હવે તો તેમને બચાવી લેવા માટે દીવાદાંડીઓ પર યુરોપ–અમેરિકામાં ખાસ ગોઠવણ કરવાનું શરૂ થયું છે

તેતર, લાવરી, બટેર વગેરે નબળી પાંખોવાળાં પંખી પ્રવાસમાં થાકીને મોટી સંખ્યામાં નાશ પામે છે જ્યારે તેઓ યુરોપ અને આફ્રિકા વચ્ચે પ્રવાસ કરે છે ત્યારે કુદરતે તેમને એટલા ભૌગોલિક જ્ઞાનની પ્રેરણા આપી છે કે ભૂમધ્ય સમુદ્ર ઓળંગવો હોય તો પશ્ચિમમાં જિબ્રાલ્ટર પાસે અને મધ્યમાં સીસીલી અને માલ્ટા થઈને જવાથી દરિયાપર ઓછું ઊડવું પડશે એમ તેમને લાગે છે એટલે બહુધા તેઓ એ રસ્તે જ પ્રવાસ કરે છે, અને તેમ છતાં અસંખ્ય પક્ષીઓ થાકીને દરિયામાં પડી મરણ પામે છે કેટલાંય થાકેલા પક્ષીઓ મધદરિયે આગબોટો અને વહાણોમાં આશરો લે છે આવું ભૌગોલિક જ્ઞાન દુનિયામાં બધે

ठेकाणे प्रवासी पक्षीओ बतावे छे.

पक्षीओ थाकी न जवाय ते माटे उतावळे नथी ऊडतां. आसानीथी ऊडतां जाय छे. केटलांक पक्षीओ रोजना छथी आठ कलाक ऊडीने रोजना बसो माईल कापे छे एवो अंदाज काढवामां आव्यो छे.

पक्षीओनो प्रवास कंई उत्तराखंड अने हिंदुस्तान वच्चे ज थाय छे एवुं नथी अने शियाळामां ज प्रवास करे छे एवुं पण नथी. वर्षना कोई पण समये दुनियाना कोई ने कोई भागमां तेमनो प्रवास चालु ज होय छे. ए प्रवास पूर्वथी पश्चिम के पश्चिमथी पूर्व होय, उत्तरथी दक्षिण के दक्षिणथी उत्तर होय के पछी एक खूणाथी बीजा खूणा तरफ होय.

पक्षीओ एक "कूदका"मां वधुमां वधु केटलुं ऊडी शके छे तेनो आधार पक्षीनी जातपर छे. तेतर अने लावरी एक कलाकनी अंदर थाकी जाय. वाबगली आखो दिवस ऊड्या करे तोपण न थाके. युरोपथी दक्षिण आफ्रिका सुधी जनारां बगलां अने अबाबील ६,००० माईलनुं अंतर कापतां रोज थाक खातां होय छे, परंतु सोनेरी जिरिया नामनुं पाणीकांठानुं नानकडुं पंखी उत्तर अमेरिकाना अलास्का अने प्रशांत महासागरना हवाई टापुओ वच्चे २,००० माईलनो प्रवास वचमां क्यांय थाक खाधा विना एक ज मजलमां कापी नाखे छे!

उनाळामां बहुधा नर घर तरफ प्रथम प्रयाण करे छे. उत्तराखंडमां ते पोताना असल स्थाने ज पहोंचे छे, तेनो कबजो करी ले छे, गाय छे अने कल्लोल करे छे अने मादा आवे त्यारे पोताना अनेक नखरांथी तेने आकर्षे छे. जो जीवनभरनी लग्नग्रंथिमां माननारां पंखी होय तो संवनन औपचारिक ज होय छे. परंतु जेओ एवी लग्नग्रंथिमां नथी मानतां एवां पक्षीओने मादाने आकर्षी तेनी उपर पोतानो अधिकार जाळवी राखवा संवननी पराकाष्टानुं प्रदर्शन करवुं पडे छे. तेमने हरीफ नरो सामे लडवुं पडे छे. पोताना प्रादेशिक साम्राज्यनो कबजो टकावी राखवा पण लडवुं पडे छे अने ते माटे ग्रीष्मना प्रवासमां नरने आगळ जवुं जरूरी छे.

शियाळु प्रवासमां पक्षीओनां बच्चां प्रथम प्रवासे ऊपडे अने माबाप पाछळथी आवे ए नियम पण बधां य पक्षीओ माटे नथी. दाखला तरीके युरोपी कोयलनी जे, दरेक जात पोतानां ईंडां पारकां पक्षीओना माळामां मूकी आवीने ए पारकां पक्षीओ पासेथी पोतानां बच्चां उछेरावे छे. तेमां कोयल पोते शियाळु प्रवासे ऊपडी जाय छे. जुदी ज जातनां पालक माता-पिताथी उछेरायेलां कोयलनां बच्चां मोटां थाय त्यारे पाछळथी एकलां शियाळु प्रवासे ऊपडे छे.

आवी महान अजायबीओथी हेरत पमाडतां पक्षीओना स्थळांतरनुं कारण शुं? शा माटे अनेक विडंबनाओ, यातनाओ, आफतो अने मृत्युनो पण सामनो करीने आटलो परिश्रम खेडीने पक्षीओ वर्षमां बे वखत हजारो माईलनी मुसाफरी करे छे? पक्षीओने पोताने भान होय के न होय, पण तेमने आ प्रवासथी ए लाभ तो छे ज. हिमप्रदेश अने शीतप्रदेशमांथी समशीतोष्णप्रदेश अने उष्णप्रदेशमां केटलांक पंखीओ दर शियाळे जतां न रहे तो बरफ अने सखत ठंडीमां तेमने भूखे मरवुं पडे अने थीजीने मरी जवुं पडे. हिमप्रदेशना तोफानी शियाळानी भयंकरता तेओए कदी नजरे तो जोई नथी; कारणके पानखरमां ज तेओ ए प्रदेश छोडी जाय छे, एटले शियाळानी भयंकरताना भानथी प्रेराईने तेओ स्थळांतर करे छे एवा ज्ञाननुं आरोपण न थई शके. तेओ युगयुगना जे संस्कारो

વારસામાં મળ્યા છે તેથી પ્રેરાઈને જ સ્થળાંતર કરે છે જ્યારે તેઓ ઉષ્ણપ્રદેશમાં આવે છે ત્યારે ત્યાં આબોહવા ખુશનુમા હોય છે અને ખોરાકની વિપુલતા હોય છે

વસંતમાં ઘર તરફ પાછા ફરવા પક્ષીઓને કેમ પ્રેરણા થાય છે? સવનન અને પ્રજનન કાળની વિહ્વળતા તેમના મનમાં એ પ્રેરણા પ્રગટાવતી હશે જેમને પ્રજનન ન કરવું હોય એવાં કેટલાંક પક્ષીઓ અહીં જ રહી જાય છે પ્રજનન માટે ઊડી જનારાં પંખી જ્યારે પોતાના વતનમાં પહોંચે છે ત્યારે ત્યાં વસંત સોળે કળાએ ખીલી હોય છે, ખોરાક વિપુલ પ્રમાણમાં હોય છે અને અહીં કરતાં ત્યાં દિવસ લાંબો હોય છે એટલે ખાઉધરાં બચ્ચાંનું પેટ ભરવામાં તેમને સગવડ પડે છે આ સગવડોનું તેમને ભાન હોય છે અને તેથી જ તેઓ ઉત્તરાખંડના પ્રવાસે ઊપડી જાય છે એવું નથી, એવા જ્ઞાનનું આરોપણ થઈ શકે તેમ નથી દાખલા તરીકે જે બચ્ચાં પહેલી જ વાર પ્રજનન માટે ઉત્તરાખંડમાં જવા ઊપડી જાય છે તેમને ઉત્તરાખંડની એ સગવડનું જ્ઞાન ક્યાંથી હોય?

દરેક વસ્તુને બુદ્ધિની કસોટી પર કસવાને ટેવાયેલા પશ્ચિમના જડવાદી વિજ્ઞાનવેત્તાઓએ પણ કબૂલ કર્યું છે, કે પક્ષીઓના પ્રવાસની આ અજાયબીઓનો ઉકેલ બુદ્ધિ વડે મળે તેમ નથી, કારણકે તેનો ઉકેલ છે જ નહિ કેમકે જે પ્રેરણા પક્ષીઓને આ મહાન અજાયબીઓ સરજવા પ્રેરે છે તે ઈશ્વરદત્ત છે

બુદ્ધિ જેનો ઉકેલ કરી શકતી નથી, કલ્પના જેને પહોંચી શકતી નથી, તર્કશક્તિ જે સમજાવી શકતી નથી, એવી ઈશ્વરદત્ત પ્રેરણાથી પ્રેરાયેલા આ ચમત્કાર કોણ જાણે કેટલા યુગથી બન્યા કરે છે, હજી બનતા આવે છે અને બન્યા કરશે વિજ્ઞાનની સિદ્ધિઓ તેની પાસે ઝાંખી લાગે છે નાનકડા ને નાજુક પંખી પાસે અણુશક્તિ પર સ્વામિત્વ મેળવવા મથતો વિરાટ માનવી પણ ક્ષુદ્ર લાગે છે, કારણકે ક્ષુદ્ર લાગતાં નાનકડાં પંખી વિરાટ કાર્ય કરી શકે છે

વિરાટમાં ક્ષુદ્રતા અને ક્ષુદ્રમાં વિરાટશક્તિ આપનારની અકળ કળાને કોણ કળી શકે? આ કોયડો નિરીશ્વરવાદીઓને પડકાર ફેંકે છે

કુદરતની એ અકળ કળાનું ભાન કરાવતી આ અજાયબીઓ પચાંગની નિયમિતતાથી દર વર્ષે આપણે ત્યાં બને છે, પણ જીવનની રોજિંદી જંજાળમાંથી મુક્ત બનીને એનો આનંદ માણવાની ફુરસદ કોને છે?

તા ક આ લેખ પૂરો કરીને ઘડીવાળું છું ત્યાં મારા બગીચામાંથી અવાજ આવે છે 'ચિ-રરીટ, ચિ-ર-રીટ' શિયાળુ પંખીઓમાં દિવાળીઘોડો આવી પહોંચ્યો? ઊઠીને બારીમાંથી જોઉં છું તો દર વર્ષે અમારા બગીચામાં આવીને રહેતો દિવાળીઘોડો (ખંજન) પ્રફુલ્લતાથી નર્તન કરે છે એ આજે જ આવી પહોંચ્યો અને બરોબર પ્રસંગ ઉપર! આ પણ એક અજાયબી જ છે ને? હું તેની તપાસ રોજ કરતો હતો

★

ગુરુ મત્સ્યેન્દ્રનાથ ને તેમના શિષ્ય ગોરખનાથની આ વાત છે

એક વખત ગુરુએ તેમના શિષ્ય ગોરખનાથને કેટલીક સોનાની ઈંટો આપી ગોરખનાથે તે સોનાની ઈંટો લઈ કૂવામાં નાખી દીધી

ત્યારબાદ ગુરુશિષ્ય ચાલતાચાલતા, એક સ્થળે વૃક્ષઘટા નીચે રાત વિતાવવા રોકાયા ગુરુને ખબર નહિ કે ઈંટોની શી વ્યવસ્થા થઈ છે એટલે એમણે પૂછ્યું 'આ સ્થાને કંઈ ભય જેવું તો છે નહિ ને?'

'ભયને તો ક્યારનોયે કૂવામાં નાખી દીધો છે,' કડક બનતા શિષ્યે જણાવ્યું દ્રવ્યથી ભય ઉત્પન્ન થાય છે, એ વાત શિષ્ય બરાબર જાણતો હતો આ જવાબથી ગુરુને સંતોષ થયો

×

# અબીલ-ગુલાલ

શ્રી. મોહિન્દ્રચંદ્ર

હૃદયમંદિરમાં બિરાજતા વિરાટના સ્વામી સચરાચર દેવને કોઈ નૈવેદ્ય ધરાવે, કોઈ એનું પૂજન-અર્ચન કરે, કોઈ આરતી ઉતારે, કોઈ ગંગાજળ વડે પાદપ્રક્ષાલન કરે, ધનિક એને કાજે બીજું મંદિર પણ બનાવી આપે, ચિત્રકાર એની છબી ચીતરે, શિલ્પી મૂર્તિ ઘડે, ત્યારે કવિ શું કરે? આજન્મ અકિંચન રહેવા સર્જાયેલ એ વ્યક્તિ પાસે શબ્દશક્તિ વિના બીજું કયું સાધન હોઈ શકે? શબ્દના અબીલ-ગુલાલનાં અહીં છાંટણાં છંટાયાં છે. સચરાચરના વિશાળ મંદિરને દ્વારે દીપોત્સવના દિવસોમાં એની મોહકતા મુગ્ધ કરે એવી બની રહો!

હું ગમે તેટલો પતિત અને નીચ હોઉં તો ય હું તારો છું, તેથી મારા હૃદયમાં ઉગ્ર અભિમાન જાગે છે.

ભલે તારા મુબારક હાથે આવિષ્કૃત થયેલી વાડીમાં હું ગુલાબનું ફૂલ ન હોઉં, તેની પાંખડી યે ન હોઉં, અરે, એ પાંખડીના અણુ જેટલો યે ન હોઉં, તોપણ વાડીમાં ઊડતી ધૂળની રજકણ જેટલો તો છું જ અને એક દિવસ વાયુરૂપી તારા સૂક્ષ્મ દૂતના શીતળ ઝોલે ઊડીને એ જ ગુલાબના મધ્યપ્રદેશમાં નિવસીશ, એ જાણી મારું અંતર પુલકિત બન્યું છે.

ભલે તારા રચેલા આ વિશાળ રાજ-મહાલયનો મોટો અમલદાર ન હોઉં, નાનામાં નાનો સિપાઈ પણ ન હોઉં; પણ તારી પ્રજાથી અનાદર પામેલા અને હડધૂત થયેલા વર્ગનો, તારું નામસ્મરણ કરતો, અહર્નિશ તારા દર્શનની ઝંખના ઝંખતો, દાસાનુદાસ તો હું છું જ; અને દૂરદૂરથી તારી સવારી નીકળેલી જોતાં, વિનાહકનો, તારી પૂંઠ પાછળ ડોકિયું કરી આનંદામૃત મેળવીશ એ જાણી હું મને ધન્યધન્ય ગણું છું.

*

મારાં પાપનો આ નાનો ઘડો એક વખત પૂરેપૂરો ભરાશે અને તારા આ અનંત, તેજસ્વી ઘટમાં ફૂટી ઠલવાશે, ત્યારે એ તારા કરની સોનેરી અંગુલિઓનો અગમ્ય સ્પર્શ પામીને ધન્યધન્ય બનશે એ આશાએ હું જીવું છું.

મારો આ ક્ષણભંગુર ઘડો પાપથી ભરાતો હોય અને ખરેખર હું પાપી હોઉં તો ય તારા પોતાના મુબારક હાથે મારા આ ઘડાને નિર્મળ કરવા તું મને પ્રેરણા કરશે, એમાં મને જરા ય શંકા નથી.

મારે તો મારા દેહનો અને આત્માનો ઉત્કર્ષ કરવો છે: એટલે આ પાપનાં રજનીઘોર અંધારાં વટાવવાં પડે છે, પણ એ રજનીઘોર અંધારાંમાં તારી પ્રતીતિની અટલ શ્રદ્ધાનો મારો પ્રાણપ્રદીપ વણબૂઝ્યો બળતો રહે છે, ત્યાંસુધી મને લેશમાત્ર ચિંતા નથી; કારણ મને ખબર છે કે આ ગાઢ અંધારાંની ઘોર રાત્રિ શમી જશે ને ઉષા રક્તવર્ણી ઓઢણી ઓઢી મલકાતે મુખે ફૂલછાબ ભરી આવશે અને બાલસૂરજ પણ તેનાં નયનોમાં નયનો મિલાવી અટ્ટહાસ્ય કરતો ક્ષિતિજમાં ઊગશે, ત્યારે હું જે અત્યારે પારાવાર પશ્ચાત્તાપનાં આંસુઓમાં ડૂબી રહ્યો છું, તે આંસુઓની ફૂલમાળ તું તારે પોતાને હાથે તારા કંઠમાં આરોપી મને નવપ્રમુદિત કરી તારા ખોળામાં બેસાડી હસાવશે; એ આશાએ હું જીવું છું.

*

આજ મારી હૃદયતંત્રીના તાર તારું જ સંગીત છેડવા પ્રયત્ન કરે છે

આજ મારા હાથની અંગુલિઓ તારો જ જીવંત સ્પર્શ મેળવવા ચાહે છે

આજ મારી નાડીમાં ગુપ્તિપણે તારા જ અનાહત નામના જ્વલંત ધબકારા થયા કરે છે

આજ મારા અંતરવર્તુળના મધ્યભાગ માંથી તારો જ સોઽહમ્ સોઽહમ્‌નો રસધ્વનિ નીકળે છે

આજ મારા નયનદ્વંદ્વનાં કિરણો તારા જ આગમનના પંથ પર પથરાયેલાં છે

મારા અંગનો પ્રત્યેક અવયવ તારો જ સાક્ષાત્કાર કરવા તત્પર બની રહેલ છે

આજ મન તને જ વાંછે છે, વિચાર તને જ પોકારે છે અને કર્તવ્ય તારો જ દિવ્ય સંદેશ પ્રતિપાદિત કરવા મથે છે

*

સંસારમાં ખદબદવાને બદલે હું તારા પાદપદ્મ ઉપર ભ્રમર થઈ યુગોના યુગો પર્યંત સર્વદા ગુંજ્યા કરું તો કેવું સારું !

હંસવૃત્તિ ધરીને તારા સંસારમાંથી નીરક્ષીરન્યાયે ક્ષીર પારખીને તેનું અહોનિશ પાન કરતો રહું તો કેવું સારું !

કોયલ બનીને તારા સદાવસંતભર્યા આમ્રકુંજે કૂજ્યા કરું તો કેવું સારું !

ચંડોળનું રૂપ લઈને તારા દિવ્ય દેશના આકાશમાં હમેશાં તારા ગીતો ગાતોગાતો ઊર્ધ્વઉડ્ડયન કરતો રહું તો કેવું સારું !

આ આંખો સૂર્ય—ચંદ્રરૂપ બની જાય અને દ્યાવાપૃથિવીનું રૂપ લઈ અહોનિશ રાતદિવસ હું પ્રકાશી રહું તો કેવી મઝા પડે !

*

મારા વિરાટ પ્રભુના ભવ્ય મંદિરમાં તારા આદેશનો ઘંટ નિરંતર વાગતો રહો !

મારી પાસે તો શું ભર્યું છે ? હું ખાલી હાથે એક ફૂલ લઈ આવીશ અને વિનમ્રતા પૂર્વક તારે ચરણે મૂકીશ

મને કંઈ તારી પૂજા કરતાં આવડે ના

હું મારા આ નાનાં મુખે તારા ગુણ પણ શાં ગાઉં ?

હું તો તારા ચરણ આગળ મારું દેહવૃક્ષ લંબાવી પડીશ અને તારા પુણ્યપાદારવિંદમાં મારું જીવનફૂલ સમર્પણ કરીશ.

*

પૃથ્વીનો પટ ફોડીને તારા વિપુલ પ્રકાશનો ફૂવારો ફૂટે છે તેની પ્રત્યેક ધારા મારા શરીરના અંતરભાગને સ્પર્શ કરે છે અને મારું હૈયું થનગની ઊઠે છે !

તારી આંખોમાં પ્રભાતની તાજગી ભરી છે સોનેરી અને રૂપેરી કળશથી તું અમી વરસાવે છે, આ પૃથ્વી તો તારી આનંદજ્યોતિની એક મિશાલ સરખી છે, આ હકીકત સાંભળીને મારું અંતર પાવન બને છે

કોમળ ગીતની મંગલ ધારાઓ તારા વિરાટ શરીરના પ્રત્યેક છિદ્રમાંથી ગુપ્તપણે વહી રહી છે તારા આત્માનું અભિનવ સ્વરૂપ પ્રત્યેક પદાર્થના ભીતરમાં વસી રહ્યું છે

ઓ મારા પ્રાણપ્યારા મિત્ર ! સોનેરી કિરણોએ ઘડેલી તારી આ વિરાટ કૃતિ એક સજીવ વિરાટ કાવ્ય છે અને એ કાવ્યના રસનિમજ્જન-પાનમાં મારું હૃદય ખીલી ઊઠે છે !

*

હું જ્યારે જ્યારે તારું ચિંતન કરું છું, ત્યારે ત્યારે તું મારી સમીપ હોય તેમ મને લાગે છે તારી હાજરીની સુગંધ મારી આસપાસ ઘૂમી વળે છે, હું જાણે એ સુગંધ વચ્ચે સ્થિર હોઉં તેમ મને લાગે છે

એક બાબતનું મને ઘણું દુઃખ થાય છે કે આ હાજરી મારા હૃદયને સ્પર્શ કરી શકતી નથી, મારું હૃદય કેટલું બધું કઠિન છે ! કેવળ તારી હાજરીની સુગંધ મારી

વચ્ચે આવે છે. જ્યાંસુધી એ પૂરો થાય નહિ ત્યાંસુધી આમ જ રહેવાનું—હૃદયથી નિકટ છતાં જાણે દૂરનાં દૂર.

ઇલાચી : હું પણ ઇચ્છું છું કે તારા બાપુજીને આપેલું વચન પૂરું કરી તારી સાથે લગ્નગ્રંથિથી જોડાઈ જાઉં ! પણ એ કેમ બનશે ?

મલ્લિકા: બનશે જ, એમ હિંમત કેમ ગુમાવો છો? બાપુના વચન પ્રમાણે તો તમે કર્યું જ છે હવે માત્ર એક જ શરત બાકી છે.

ઇલાચી : હા, મલ્લિકા, તારા બાપુએ કહ્યું કે નટની કન્યા મેળવવી એમ સહેલી નથી. તું આટલી ઠુલંભ છે મલ્લિકા? એમણે કહ્યું કે નાતજાત છોડી નટ બનો અને મેં એમ કર્યું, કુટુંબકબીલો છોડી હું તમારી સાથે જોડાયો, નટવિદ્યા શીખ્યો, દોરડા પર ચડીને હાથમાં વાંસ લઈ નાચતાં શીખ્યો. હજુ કેટલોક નચવવો છે?

મલ્લિકા: એક જ શરત પૂરી કરવાની છે—તમારી નટકલાથી રાજાને રીઝવવાની. જો એ રિઝાય તો બાપુ આપણા લગ્નની સંમતિ આપે.

ઇલાચી : એ મધુર પળ માટે હું જીવી રહ્યો છું.

મલ્લિકા : હું પણ એ જ ઇચ્છું છું કુમાર. આપણો હસ્તમેળાપ થાય, લગ્નની ચોરી રચાય, સ્ત્રીઓ મંગળ ગીતો ગાય. એ સ્વપ્નને હું ઝંખું છું.

ઇલાચી: પણ પ્રીતિનાં બંધને બંધાયેલા પ્રેમીઓને લગ્નની ચોરી અને માંયરાના દેખાવ શા માટે? મારું કહ્યું માનીશ મલ્લિકા?

મલ્લિકા: શું?

ઇલાચી: આ બધું છોડીને કોઈ અજાણ્યા સ્થળે ચાલ્યા જઈએ. આ નટ લોકો જોડે નાચીનાચીને હવે તો હું થાક્યો છું.

મલ્લિકા: પણ બાપુને આપેલું વચન મારે મન પવિત્ર વસ્તુ છે અને હવે ક્યાં વધારે વખત નાચવાનું છે? કાલ સવારે જ અહીંના રાજા સામે આપણે નાચવાનું છે. એ ખુશ થાય પછી આપણને લગ્ન કરતાં કોણ અટકાવવાનું છે?

ઇલાચી : એ આવતી કાલ પણ મને તો આપણી વચ્ચે અંતરાયના એક યુગ જેવડી લાગે છે.

[બીજે દિવસે ગામના રાજવી સમક્ષ નાટારંભ થાય છે. ઇલાચીકુમાર અને મલ્લિકા બાંધેલા દોરડા પર વાંસના આધારે નાચે છે. ખરેખરી કલા દેખાડે છે; પણ રાજાને ઇલાચીની કલાની કે નટની વિદ્યાની પડી નથી. એ તો રૂપસુંદરી મલ્લિકાનું યૌવન, શ્રમ તેમ જ લજ્જાથી ગૌર બનેલું એ મુખારવિંદ જ જોયા કરે છે. જ્યારે કુમાર દોરડા પર રમત કરતાં બાજુના એક મકાનમાં જુદું જ દૃશ્ય નિહાળે છે. ત્યારપછી ત્રીજે દિવસે.]

મલ્લિકા: બાપુ બાપુ, હું તમારે પગે પડું છું. મારી વિનતિ સાંભળો.

બાપુ: એ નહિ બની શકે મલ્લિકા! તારો વિવાહ ઇલાચી સાથે નહિ થઈ શકે.

મલ્લિકા: કારણ?

બાપુ: એની શરત મુજબ એ પોતાની નટકલાથી રાજાને રીઝવી શક્યો નથી.

મલ્લિકા: રાજા પ્રસન્ન ન થાય એમાં ઇલાચીકુમારનો શો વાંક? કેટલું સુંદર એ નાચતો હતો! દેહના તો એ કટકે કટકા કરી નાખતો હતો, છતાં રાજા તો એના સામે નજર કર્યા વગર મારા રૂપ સામે જ મીટ માંડીને બેઠા હતા.

બાપુ: એમાં મને ઇલાચીનો જ પરાજય દેખાય છે. તારા રૂપ આગળ એની કલા કંઈ પણ વિસાતમાં નથી. રાજાએ એનો ચુકાદો આપ્યો છે. દુનિયાને ડોલાવે એવું આ રૂપ એવા નાચીઝ માનવીને સોંપાશે? અને તેમાં ય એ તો શરતમાં હાર્યો છે.

મલ્લિકા: પણ હું એને ચાહું છું, બાપુ! મેં એની જોડે પરણવાનું વચન આપ્યું છે.

બાપુ: એ નહિ બને મલ્લિકા, મારી સાફ ના છે.

મલ્લિકા: પણ હું એને પરણવાની ના પાડીશ તો એના દિલને આંચકો લાગશે, કદાચ એથી એનું મોત—

બાપુ: ભલે થતું, ઇલાચી કરતાં રાજા શું ખોટો છે? એ તને પટરાણી બનાવવા માગે છે. આજ સવારે જ રાજાનો માણસ આવીને મને કહી ગયો કે—

મલ્લિકા: શું?

બાપુ: રાજાએ મને રાજમહેલમાં બોલાવ્યો છે. એ તારા રૂપ ઉપર મોહિત થયા છે. તારું કિસ્મત બદલાશે મલ્લિકા, તું રાજાની રાણી થઈશ.

મલ્લિકા: એ નહિ બને બાપુ, રાજાને હું ધિક્કારું છું. ઇલાચી સાથે વરવા સર્જાયેલો આ દેહ અન્યનો પડછાયો પણ નહિ લે.

બાપુ: જોઉં છું કે મારી આજ્ઞાને તું કેમ ઉથાપી શકે છે! ઇલાચી ભિખારી છે, એણે સર્વસ્વ ગુમાવ્યું છે.

[ ઇલાચીકુમાર આવે છે ]

ઇલાચી: કોણે એમ કહ્યું? હજી સર્વસ્વ મારી પાસે જ છે.

બાપુ: શું છે ભિખારી? બાપનું ઘર, વાડી, માલમિલકત બધું તો ગુમાવી બેઠો છે.

ઇલાચી: કારણ કે તમારી રૂપાળી કન્યાએ મને એના રૂપમાં અંધ બનાવ્યો હતો, પણ આજે મારી આંખો ઊઘડી છે. મારો આત્મા જાગ્યો છે. મને લાગે છે કે મેં બધું ગુમાવ્યું નથી. સંયમ અને ચારિત્ર્ય હજુ અખંડ છે, એ જ મારી મૂડીને આધારે અહીંથી ચાલ્યો જઈશ.

મલ્લિકા: કુમાર, મારા કુમાર, ક્યાં જશો?

ઇલાચી: જેણે મારાં ચક્ષુ ખોલી નાખ્યાં એ સાધુવર સાથે એમણે મને દીક્ષા આપવાનું વચન આપ્યું છે.

મલ્લિકા: કેવી હળવમરવી વાતો કરો છો? તમે તો અમારી વચ્ચે જ હો. મુનિ મહારાજને ક્યારે મળ્યા હતા?

ઇલાચી: ગઈ કાલે રાજ સમક્ષ આપણે દોરડાં પર ચઢીને નાચતાં હતાં, ત્યારે મેં એનું સુંદર દૃશ્ય જોયું! કેવો અપૂર્વ એ સમય હતો!

મલ્લિકા: શું જોયું, કુમાર?

ઇલાચી: મેં જોયું તો એક સાધુ મહારાજે ભિક્ષા લેવા ડેલીમાં પ્રવેશ કર્યો અને એક અદ્ભુત રૂપવાળી સ્ત્રીએ આવીને એમને ભિક્ષા આપી. કેવો અપૂર્વ સમય હતો! બન્ને યુવાન હતાં, અનુકૂળ એકાંત હતી, બાજુમાં રંભા જેવી યુવાન સ્ત્રી હતી, છતાં સાધુના નયનમાં અપાર લજ્જા અને કરુણા હતી. સંયમથી પાછા ફરતા સાધુને જોઈને મારું આત્મભાન જાગી ઊઠ્યું.

બાપુ: કેવી ગાંડી વાત કરે છે?

મલ્લિકા: તમારા હૃદયમાં શેનો આંચકો લાગ્યો, કુમાર? મને જણાવશો?

ઇલાચી: મને મારી જાત પર ઘૃણા આવી. હું કેટલો પામર છું અને સાધુ કેટલા મહાન છે! એને રંભાનું રૂપ પણ ડગાવી શક્યું નહિ અને હું એક નટકન્યાને જોઈ પ્રથમ દૃષ્ટિએ જ મોહમાં પડ્યો. મને થયું કે સંયમ અને તપ એ જ જીવનનું સર્વશ્રેષ્ઠ મૂલ્ય છે, બીજું બધું વ્યર્થ છે. રૂપની લાલસા એ તો માત્ર સંમોહ છે. સંમોહના ત્યાગમાં જ મુક્તિ છે. આજે સવારે એ સાધુ મહારાજને શોધી કાઢી હું તેમના પગમાં પડ્યો અને દીક્ષા આપવા વિનંતિ કરી. હું જાઉં છું મલ્લિકા—સાધુતાની પગદંડીએ.

મલ્લિકા: રહો મારા કુમાર, હું પણ આવું છું. તમારા વગર એકલી રહી આ સંસારમાં હું શું કરીશ? સાધુ મહારાજને કહેજો કે મને પણ શ્વેત ચીવર ઓઢાડે! [ પડદો ]

★

ઓરડામાં, સુશિક્ષિત અને સુસંસ્કૃત રુચિની એક ઝલક પથરાયેલી હતી. અવાજમાં નમ્રતા અને મીઠાશ જોઈને મેં બુરખામાં ઢંકાયલી સ્ત્રીની કોમળતાનું અનુમાન કરી લીધું.

'તમારા ખાવિંદ આજે ઘેર નહિ આવી શકે... એક જરૂરી કામમાં રોકાઈ ગયા છે. લો આ ચિઠ્ઠી તમારી પર મોકલી છે.'

'ચિઠ્ઠી સાથે મેં એક દશની નોટ પણ મૂકી દીધી.

'ધન્યવાદ!' એણે બુરખામાંથી હાથ કાઢી ચિઠ્ઠી લઈ લીધી અને અંદર ચાલી ગઈ. હું બેઠો. પાછી આવી તો એક કલાત્મક ડીશમાં બે પાન હતાં. મેં તેમાંનું એક પાન લીધું.

'તો હું હવે જાઉં'......'

તેણે ઝૂકીને સલામ કરી. હું મીનાની એક મીઠી સ્મૃતિ લઈને હોટલમાં આવ્યો!

બીજે દિવસે હોસ્પિટલમાં જઈને મહંમદની હાલત જોઈ. તબિયત કંઈ સારી ન હતી. ડોક્ટરે કહ્યું: 'બચવાની કોઈ આશા નથી.'

મહંમદ વસ્તુસ્થિતિ સમજી ગયો. એણે દર્દભરી આંખોએ મારી તરફ જોયું.

'મારી મીના?'

'એની ફિકર તું ના કરીશ, મહંમદ, હું બેઠો છું ને!'

મહંમદને શાંતિ મળી. આખરે એ જ થયું. મહંમદ બચ્યો નહીં. બિચારા રૂમાલ લોહીથી તરબતર કરીને તે ચાલ્યો ગયો. રહી ગઈ બિચારી મીના. એને કહી દીધું કે મહંમદ નોકરી કરવા કલકત્તા ગયો છે. ક્યારે આવશે એ પણ નક્કી નથી. એને વાપરવા થોડાક રૂપિયા આપી દીધા. આજે કેટલા ય મહિનાથી તે એમ જ માને છે કે મહંમદ કલકત્તા નોકરી માટે ગયો છે. ક્યાંસુધી એને એ ભ્રમમાં રાખી શકીશ? હું ખુદ પણ તે જાણતો નથી!×

× સૂચિત

★

એક ન્યાયાધીશ હતા. નિવૃત્ત જીવન ગાળવા માટે તે એક ગામડામાં ગયા. ગામડામાં પણ આખો દિવસ શું કરવું? અંતે એક ખેડૂત પાસેથી રાજીખુશીથી જમીન ખોદવાનું કામ લીધું. ખેડૂતે સાંજે જોયું કે બીજા બધા નોકરો કરતા ઘણી વધારે જમીન આ ન્યાયાધીશે ખોદી હતી. એ તો ખુશખુશ થઈ ગયો. કહ્યું: 'સાહેબ, કાલે આવો તો આથી પણ સરસ કામ તમને સોંપું.'

બીજે દિવસે ખેડૂતે એમને ખરાબ વેંગણમાંથી સારાં વેંગણ જુદાં પાડવાની કામગીરી આપી. સાંજે આવીને એ જુએ તો માત્ર એક જ વેંગણ એમણે નોખું પાડ્યું હતું કારણ પછતાં જણાવ્યું:

'તને તો શી ખબર પડે ભઈ, પણ આખી જિંદગી નિર્ણયો કરી કરીને મારી બુદ્ધિ એવી ઘસાઈ ગઈ છે કે હવે વૃદ્ધાવસ્થામાં સારા માઠાનો યોગ્ય નિર્ણય થઈ શકતો નથી! વેંગણનો ન્યાય તોળવાને બદલે જાતમહેનતનું કામ હું વધુ સારી રીતે કરી શકીશ.'

×

દરેક રાજ્યમાં વિદેશી રાજ્યની સંસ્કૃતિના પ્રચાર અર્થે મોટી ઓફિસો હોય છે. મુંબઈમાં અમેરિકાના એવા એક કેંદ્રને 'ઍરેલ્કી' નામે ઓળખવામાં આવે છે. ત્યાં પુસ્તક લેવા માટે, ઘેર વાંચવા લઈ જવા માટે કોઈ પણ જાતની ફી લેવામાં આવતી નથી. નથી અનામત યા ઓળખાણની જરૂર પડતી.

હમણાં જ સાંભળવા મળ્યું કે કેટલાક લોકો ખોટાં સરનામાં લખાવી પુસ્તકો પાછાં આપતા નથી. પુસ્તકની કિંમત તો જે હોય તે પણ ભારતના નવયુવાન વર્ગ માટે, એની સંસ્કૃતિ માટે વિદેશીઓ કેવો ખ્યાલ બાંધતા હશે? વિશ્વાસ એમણે મૂક્યો, તો આપણે એનો ભંગ કરતાં શરમાવું જોઈએ.

×

# યુગપ્રવાહ

## શ્રી સોપાન

ગયો મહિનો આપણા દેશે ભારે ચિંતામાં પસાર કર્યો છે આ ચિંતા દૂર થઈ નથી, ક્યારે દૂર થશે તે કોઈ કહી શકે એમ નથી હિંદના ભાગલા પડ્યા ત્યારે તો આપણું રાજતંત્ર વ્યવસ્થિત નહોતું, આપણા ભાગે આવેલા પ્રદેશમાં પણ એકતાનો અભાવ હતો આજે સ્થિતિ જુદી છે આપણો દેશ સંગઠિત છે, આંતરિક એકતા સિદ્ધ થઈ છે, લશ્કરી દૃષ્ટિએ પણ આપણે સારી પ્રગતિ કરી છે આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે આપણે વિશેષ પ્રતિષ્ઠા મેળવી શક્યા છીએ, એશિયા ખંડમાં આપણું સ્થાન ઊંચું આવ્યું છે, આ બધું છે છતાં આજે પૂર્વ બંગાળે ઉપસ્થિત કરેલી સમસ્યા સામે આપણે લાચાર છીએ પૂર્વ બંગાળના ૧ કરોડ ૨૦ લાખ હિંદુઓને ઉગારવાનો કોઈ માર્ગ આપણે શોધી શકતા નથી

ભાગલા પડ્યા પહેલાં જે નીતિ મુસ્લિમ લીગે અખત્યાર કરી હતી તે જ નીતિ ભાગલા પછી પાકિસ્તાનના નેતાઓએ સ્વીકારી છે આજના યુગમાં ન શોભે એવું વર્તન દાખવવામાં પાકિસ્તાનને મુદ્દલ શરમ નથી જગતના સભ્ય રાષ્ટ્રોમાં પાકિસ્તાન સ્થાન તો પામ્યું છે, પણ તેનો વ્યવહાર અસભ્ય છે, ક્રૂરતાથી ભરેલો છે પાકિસ્તાને મઝહબી રાજ્યનો આદર્શ સ્વીકાર્યો છે એનો અર્થ એ થયો, કે જેણે ઇસ્લામ ધર્મ સ્વીકાર્યો નથી તે કંઈક નીચો છે, કંઈક નિગળો છે લોકતંત્ર તો એને કહેવાય, જ્યાં સર્વને સમાન તક અને સમાન અધિકાર પ્રાપ્ત થતા હોય ભારતે એ આદર્શ રાખ્યો છે, ભારતના નાગરિકો વચ્ચે જેમ સ્ત્રીપુરુષનો ભેદ નથી, તેમ નાતજાત કે ધર્મનો પણ ભેદ નથી ભારતના તમામ નાગરિકો એક જ પ્રકારના અધિકારો ધરાવે છે

પણ પાકિસ્તાન મઝહબી રાજ્ય બનીને જ થોભ્યું નથી ઇસ્લામના ઉચ્ચ આદર્શોને એણે તિલાંજલિ આપી છે પાકિસ્તાનના રાજકર્તાઓ, મૂડીદારો, જમીનદારો, નવાબો ને સરદારો આમપ્રજાને તો ચૂસી જ રહ્યા છે ઉપરાંત, પ્રજાના સામાન્ય સુખદુ:ખ ભુલાવવા અને ઇસ્લામી સામ્રાજ્યની મહત્ત્વાકાંક્ષા પાર પાડવા એમણે હિંદુવિરોધી અને ભારતવિરોધી માનસ ઊભું કર્યું છે નાગરિકોને શરમાવે એવો જુઠો અને અતિશયોક્તિથી ભરેલો પ્રચાર તેઓ રાતદિવસ કરે છે પાકિસ્તાનના મોટા ભાગના અખબારો, ખાસ કરીને ત્યાંનું અગ્રણી અખબાર 'ડોન' તો અસંખ્ય ને ઉશ્કેરાટભરી અફવાઓ ફેલાવવામાં અજોડ છે પાકિસ્તાનના જવાબદાર નેતાઓ અને સરકારી રેડિયો પણ આ બાબતમાં પોતાથી થઈ શકે તેટલું કરે છે

ચારે બાજુ હિંદુઓ ને ભારત સામે ઝેર ફેલાવવામાં આવતું હોય ત્યાં આંતરિક શાંતિ શી રીતે જળવાય? કાશ્મીરનો સવાલ તો સળગતો ઊભો જ છે નિર્વાસિતોની મિલકતનો પ્રશ્ન ઊકલ્યો નથી નહેરના પાણીનો ઝઘડો પણ હજી પત્યો નથી તેમાં રૂપિયાના અવમૂલ્યનના ફેરફાર પછી આર્થિક યુદ્ધ ઉમેરાતાં બંને બાજુએ તંગદિલી તો ઊભી થઈ જ છે ભારતને નુકસાન કરી લાભ મેળવવાના હેતુથી પાકિસ્તાને પોતાના રૂપિયાને ભારતની સરખા-

માગણીમાં ઊંચો રાખ્યો, ભારત જો તેનો સ્વીકાર કરે તો આ દેશમાંથી વિનાકારણ કરોડો રૂપિયાની સમૃદ્ધિ આપોઆપ પાકિસ્તાનમાં ખેંચાઈ જાય. ભારત સરકારે જાગૃતિ અને દૃઢતા બતાવી પાકિસ્તાનની મેલી મુરાદ ધૂળમાં મેળવી છે, પણ પાકિસ્તાન તેથી નમ્યું નથી. પાકિસ્તાનની અવળી નીતિને કારણે સૌથી વિશેષ પૂર્વ બંગાળના શણ ઉગાડનારા ખેડૂતોને સહન કરવું પડ્યું છે, તેમનામાં તીવ્ર અસંતોષ પેદા થયો છે. પાકિસ્તાને આ અસંતોષ મિટાવવાના વાજબી માર્ગો લેવાને બદલે તેમનામાં કોમી ઝેર રેડ્યું છે, ને તેને પરિણામે ત્યાં હેવાનિયત પેદા થઈ છે.

પૂર્વ બંગાળના અત્યાચારોની વિગતો શરૂઆતમાં તો મળતી નહોતી, પણ તે પછી હકીકતો આવવા લાગી છે. પાકિસ્તાને સાચી માહિતી ઉપર પડદો નાખવાના પ્રયાસો કર્યા છે, પણ તે વ્યર્થ ગયા છે અને જગતે જાણ્યું છે કે પૂર્વ પાકિસ્તાનમાં ખૂન, લૂંટ, આગ, અપહરણના ભયંકર તથા વિશાળ પાયા ઉપર બનાવો બન્યા છે. પાકિસ્તાનનાં અખબારો, રેડિયો અને નેતાઓ દરરોજ પાકિસ્તાનના મુસ્લિમોને કહે છે કે ભારતમાં વસતા ચાર કરોડ મુસ્લિમો ગુલામીનું જીવન જીવે છે અને ભયંકર અત્યાચારોના ભોગ બન્યા છે. 'કલકત્તામાં અશાંતિ થઈ અને ૨૦ મુસ્લિમો તથા ૧૧ હિંદુઓ મૃત્યુ પામ્યા તે સંબંધમાં પાકિસ્તાને ચારે બાજુ એવું ચલાવ્યું કે દશ હજાર મુસ્લિમોની કતલ થઈ છે! ભારતના વડા પ્રધાને સાચું જ કહ્યું છે, કે વીસ અને દશ હજાર વચ્ચે જેટલો તફાવત છે તેટલો તફાવત સત્ય અને પાકિસ્તાનના પ્રચાર વચ્ચે છે. આવી તો અનેક વાતો પાકિસ્તાન વહેતી મૂકે છે.

પૂર્વ બંગાળમાં છેલ્લા પંદરેક દિવસથી શાંતિ લાગે છે, પણ એ શાંતિ સાચી છે એમ ભાગ્યે જ કહી શકાય. કોમી કતલોની ચાલ આ પ્રકારની જ હોય છે. પાકિસ્તાનમાં જે બન્યું છે તે ત્યાંના ઉચ્ચ અધિકારીઓની નજર સામે જ બન્યું છે અને એટલી વ્યવસ્થાપૂર્વક ખૂન, લૂંટ, આગ અને અપહરણ ચલાવ્યાં છે કે તે પૂર્વયોજીત હતાં તે બાબતમાં ભાગ્યે જ શંકાને સ્થાન રહે. ભારત સરકાર તો શાંતિ ચાહે જ છે અને તેના વડા પ્રધાન આજના યુગના શાંતિના એક ફિરસ્તા છે. એમણે પૂર્વ બંગાળના ભીષણ અત્યાચારો જાણ્યા પછી પાકિસ્તાનના વડા પ્રધાનને વિનંતિ કરી કે સાચી માહિતી માટે બંને સરકારોના પ્રતિનિધિઓનું પંચ નીમીએ, પણ પાકિસ્તાને તેનો અસ્વીકાર કર્યો. એ પછી આપણા પ્રધાને કહ્યું કે બંને બાજુના ઘવાયેલા બંગાળમાં આપણે સંયુક્ત પ્રવાસ ગોઠવીએ તો તે માગણી પણ પાકિસ્તાને ઠોકરે ઉડાવી. જો બંને વડા પ્રધાનો સાથે ફર્યા હોત તો બંને દેશમાં અને બંને કોમમાં શાંતિની ભાવના પેદા થાત, પરંતુ પાકિસ્તાનના રાજકર્તાઓનો ઇરાદો જ કંઈક જુદો હોય ત્યાં શું થાય?

હવે સવાલ એ ઊભો થયો છે કે કરવું શું? પૂર્વ બંગાળમાં અત્યારે શાંતિ છે પણ તે સાચી શાંતિ નથી. પાકિસ્તાનના ગવર્નર જનરલ અને વડા પ્રધાન પાકિસ્તાનની પ્રજાને શાંતિનો ઉપદેશ આપે છે, પણ તે ઉપર વિશ્વાસ મૂકી શકાય એમ નથી. પાકિસ્તાનની પ્રજાને કહેવાની એમની પદ્ધતિ પણ શાંતિ માટે જોખમકારક છે. તેઓ એમ માનતા જ નથી, કે પૂર્વ બંગાળમાં વિશેષ અત્યાચારો થયા છે અને ભારતમાં થયેલાં છમકલાંઓ તેને જ આભારી છે. ભારતનાં છમકલાંઓમાં મુસ્લિમોની સાથે હિંદુઓ પણ મરે છે ને ઘવાય છે તે હકી-

કતે પણુ દાબી દેવામા આવે છે તેઓના ઉપદ્રેશનુ મુખ્ય સૂત્ર હોય છે ' ભારતના બનાવોથી ઉશ્કેરાશો નહિ વેરવૃત્તિ કેળવશો નહિ, આમ આડકતરી રીતે ભારતને જ બદનામ કરવામા આવે છે પાકિસ્તાન સાથેના વ્યવહારમા આપણે જોયુ છે કે તેના વચનમા વિશ્વાસ મૂકી શકાય એવુ નથી. તેમનાં નિવેદનો આ દૃષ્ટિએ અર્થહીન છે

ત્યારે કરવુ શુ ? ત્રણ માર્ગો સૂચવાય છે ૧ રાષ્ટ્રસ સ્થામા ફરિયાદ કરવાનો, ૨ વસ્તીની ફેરબદલીનો, ૩ યુદ્ધનો આ ત્રણ ઉપાયોમા વિશેષ જોર અનુક્રમે ત્રીજા અને બીજાને આપવામા આવે છે કાશ્મિરપ્રશ્નના અનુભવે રાષ્ટ્રસ સ્થામા જવાનો કોઈને ઉત્સાહ નથી બાકી રહે છે વસ્તીની ફેરબદલા અને યુદ્ધ જો આપણે શાતિથી વિચાર કરીએ તો આ ઉપાયોની નિરર્થકતા આપણને તરત જ સમજાઈ જાય. વસ્તીની ફેરબદલીનો પહેલા વિચાર કરીએ

૧ વસ્તીની ફેરબદલી શાતિથી થાય એ શક્ય નથી પકિસ્તાન એવી કબૂલાત આપે તોપણુ તેના ઉપર વિશ્વાસ મૂકી શકાય નહિ

૨ બને બાજુએ ખૂન, લૂટ અને અત્યાચારના બનાવો બને જ અને તેની અસર આખા દેશ ઉપર થાય

૩ વસ્તીની ફેરબદલી પ્રદેશ કે સખ્યા પૂરતી મર્યાદિત બનાવી શકાય નહિ

૪ જે અહીથી જવા ન ઇચ્છતા હોય તેમને પણ ધકેલી દેવા એ અમાનુષી કૃત્ય ગણાય

૫ જો હિંદુ અને મુસ્લિમ એ દૃષ્ટિએ જ રાષ્ટ્રની પસદગી થાય તો ભારતે કાશ્મિર ગુમાવ્યું જ છે એમ માની લેવુ જોઈએ

૬ પાકિસ્તાનમા હિંદુઓ સવા કરોડ, જ્યારે ભારતમા મુસ્લિમો ચાર કરોડ છે; એટલે જો વસ્તીની ફેરબદલીનો સિદ્ધાત સ્વીકારાય તો પાકિસ્તાન વધુ પ્રદેશ માગે અને એની માગણીને અમેરિકા-બ્રિટનનો ટેકો મળી જ રહે

૭ ભારતમાથી મુસ્લિમોને કાઢવાની વાત આવે તેની અસર અન્ય લઘુમતિઓ ઉપર, ખાસ કરીને શીખ કોમ ઉપર થયા વિના રહે જ નહિ તેઓ અવશ્ય અલગ રાજ્ય માગે માસ્તર તારાસિંગનુ જોર ઘણું વધી જાય

૮ વસ્તીની ફેરબદલી શક્ય જ નથી, પણ જો થાય તો યે શાતિ થઈ જશે એમ માનવુ નહિ પાકિસ્તાની મુસ્લિમોની સખ્યા વધતાં તેમનુ ઝનૂન વધે, પોતાના આર્થિક પ્રશ્નો તે ઉકેલી શકે નહિ, એટલે ઉશ્કેરાટ બીજી બાજુ ફેલાય અને ભારત તથા પાકિસ્તાનની સરહદો સદા ય સળગતી જ રહે

૯ આ સ્થિતિમા યુદ્ધ અનિવાર્ય બને. હવે યુદ્ધનો વિચાર કરીએ

૧ ભારત અને પાકિસ્તાન વચ્ચે સર્વાગી યુદ્ધ થાય તો પાકિસ્તાનનો નાશ થાય એમા શકા નથી ભારત જેટલી પાકિસ્તાનની તાકાત નથી અને એ રાજ્ય પૂર્વ અને ઉત્તર-પશ્ચિમમા વહેચાયેલુ છે તે પણ તેની નિર્બળતા છે

૨ પણ યાદ રાખવુ જોઈએ, કે આજના યુગમા આ યુદ્ધ એ દેશો પૂરતુ મર્યાદિત રહે જ નહિ, એટલે એમાથી ત્રીજા વિશ્વયુદ્ધનો દાવાનળ અવશ્ય પેદા થાય અમેરિકા અને રશિયાના ખળા પેટાવવાનો ભાગ ભજવે જ

૩ આવા વિશ્વયુદ્ધનુ શુ પરિણામ આવે તે કહેવાની કોઈની શક્તિ નથી, કોઈ કહે તો તે મૂર્ખ છે એમ સમજવુ

૪ યુદ્ધ થાય તો પાકિસ્તાનમા રહેલા હિંદુઓની સ્થિતિ કેવી કરુણ બની જાય તે કલ્પી શકાય એમ છે આજના કરતાં એ સ્થિતિ હજારોગણી ભયાનક હોય એમા શકા જ નહિ

૫. ભારતમાં તેનો પડઘો પડે જ. ભારત સરકારે આંતરિક શાંતિ માટે મોટી સેના ભારતમાં જ રોકવી પડે તો યે શાંતિ જળવાય કે કેમ તે તો પ્રશ્ન જ રહે.

૬. યુદ્ધમાં ગમે તે પક્ષ વિજયી થાય. લઘુમતી કોમને બચાવવા માટે યુદ્ધ ખેલાયું હોય તો તેનું નિકંદન જ નીકળી જાય.

૭. આનો અર્થ એ કે યુદ્ધથી આ પ્રશ્નનો ઉકેલ આવે નહિ. ત્યારે શું મૂંગા બનીને બેસી રહેવું? નિર્દોષ ઉપરના અત્યાચારો જોયા કરવા? આ સવાલોના જવાબ આપવાનું કઠણ છે. ભારત કે પાકિસ્તાનમાં જો સત્યાગ્રહી વૃત્તિ જાગે તો યુદ્ધ અને વસ્તીની ફેરબદલી-બંને આફતોમાંથી બચી શકાય. ભારતના હિંદુ-મુસ્લિમ વીરો પાકિસ્તાનમાં જાય અને જે આપત્તિઓ આવે તે સહન કરે. એ જ રીતે પાકિસ્તાનમાં પણ આજની સ્થિતિ સામે સત્યાગ્રહનો માર્ગ લેવાય...પણ આ માટે આજે વાતાવરણ છે? કોઈ દોરનાર છે? જનતામાં એવી ભાવના છે?

આજે તો સર્વત્ર નિરાશાનો અંધકાર છવાયેલો છે, પણ હમણાં જ નહેરુજીએ કહ્યું તેમ અંધકારમાં અટવાઈએ નહિ તો ધીમેધીમે માર્ગ દેખાઈ આવે છે. જરૂર છે ધૈર્યની અને પ્રકાશ શોધવાના પુરુષાર્થની. બધી બાજુનો વિચાર કરતાં એમ લાગે છે કે આ પ્રશ્નની બે બાજુઓ છે, બે મોરચાઓ છેઃ એક આંતરિક શાંતિનો અને બીજો પાકિસ્તાનમાં વસતા હિંદુઓને રક્ષણ આપવાનો. પહેલો મોરચો આપણા હાથમાં છે, ત્યાં જો આપણે સફળ થઈશું તો બીજે મોરચે લડવાનું કામ લેવાનુ ઘણું સહેલું બનશે. ભારતીય પ્રજા પહેલા મોરચા ઉપર મજબૂત રહે અને પાકિસ્તાનના જંગલીપણાનું અનુકરણ ન કરે તો ભારત સરકારના હાથ મજબૂત થાય. ઉપર કહ્યું તેવી સત્યાગ્રહની ભાવના પણ કદાચ પેદા થાય. યુદ્ધ અને વસ્તીની ફેરબદલી એ ઉપાય નથી. એ તો અંધારામાં ભૂસકો જ છે.

તા. ૨૧-૩-'૫૦



## ગુજરાતને આજે જોઈએ છે સેવાદારો

હિશ રેડી કામ કરવાવાળા સેવાભાવી અને ઉત્સાહી કાર્યકરોની જરૂર છે જેઓ જનતા માટે 'કંઈક' કરી છૂટવાની ધગશ અને તમન્ના રાખતા હોય તેમણે નીચેની શરતો વિચારવી.

| નહિ મળે: | મળશે: | આનો સામનો કરવો પડશે: | | આથી દુર રહેવું પડશે: |
|---|---|---|---|---|
| મોટપ | મહેનત | ટીકા | ઠપકા | અસત્ય જડતા |
| ખુશામત | [illegible] | નિંદા | નિરાશા | ખોટો ભય દંભ |
| ફૂલના હાર | રપેડપટ્ટી | દુઃખ | અપમાન | દુરાચરણ ખટપટ |
| કોઈ જાતનો બદલો | ગરીબનાં આંસુ | ત્રાસ | નિષ્ઠુરતા | અહંભાવ મિથ્યાભિમાન |

**આના વિના નહિ ચાલે:**

| | | |
|---|---|---|
| પ્રેમ | ધીરજ | કર્તવ્યશીલતા |
| ખંત | ઉત્સાહ | સ્વદેશાભિમાન |
| સેવા | સચ્ચાઈ | કાર્યદક્ષતા |
| સાહસ | નમ્રતા | સહૃદયતા |

# લોટસ ટ્રસ્ટની સાહિત્ય-સર્જનની યોજના

ગુજરાતી ભાષામા સામાન્ય જનોને ઉપયોગી થાય તેવા ગ્રથોના સર્જન અને પ્રકાશનના હેતુથી લોટસ ટ્રસ્ટના ટ્રસ્ટીઓએ એક યોજના તૈયાર કરી છે વિવિધ વ્યવસાયમાં રોકાયેલા ગુજરાતના અભ્યાસી લેખકો આ યોજના દ્વારા ગુજરાતી પ્રજાને પોતાના અભ્યાસના ફળો આપી શકે એમ છે યોજના નીચે પ્રમાણે છે

૧ લોટસ ટ્રસ્ટ તરફથી આ યોજના માટે રૂ ૨૫૦૦૦) આપવામા આવ્યા છે

૨ આ યોજના ઓછામા ઓછા સાત વર્ષ સુધી ચાલુ રાખવાની ધારણા છે

૩ વિદ્વાન અને અભ્યાસી લેખકો દ્વારા દર વર્ષે ઓછામા ઓછા બે મૌલિક પુસ્તકો લખાવવાની આશા રાખવામાં આવી છે પુસ્તકો ક્રાઉન સોળપેજી માપનાં લગભગ ૨૫૦ પાનાના હશે

૪ આ યોજના પાર પાડવા માટે નીચે જણાવેલા પાચ સભ્યોની સાહિત્ય-સમિતિ નીમવામા આવે છે

**ડૉ ભ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી** — **શ્રી જ્યોતીન્દ્ર દવે**

**શ્રી મનુ સૂબેદાર** — **શ્રી વીરેન્દ્ર જીવણલાલ શાહ**

**શ્રી મોહનલાલ મહેતા-સોપાન** [મત્રી]

આ યોજના અગે સર્વ પત્રવ્યવહાર નીચેના સરનામે મત્રી સાથે કરવો –

**મોહનલાલ મહેતા**
ગુલઝાર, બેરેક રોડ, મુંબઈ-૧

૫ આ સમિતિ ગ્રથનો વિષય નક્કી કરી લેખકો સાથે સપર્ક સાધશે અને યોગ્ય જણાશે તે રીતે લેખકને ગ્રથ તૈયાર કરવા સૂચવશે

૬ લેખક તરફથી હસ્તપ્રત મળ્યા પછી સમિતિ એ અગે નિર્ણય કરશે અને ગ્રથ સ્વીકાર્ય હશે તો પ્રથમથી નક્કી કર્યા પ્રમાણે અથવા સમિતિને યોગ્ય જણાશે તો નક્કી કર્યાથી પણ વિશેષ રકમ પુરસ્કાર તરીકે આપશે

૭ પુરસ્કાર અગે સામાન્ય રીતે પાચસોથી ઓછા નહિ અને એક હજારથી વિશેષ નહિ, એવુ ધોરણ નક્કી કરવામા આવ્યું છે

૮ જે ગ્રથ સ્વીકાર્ય થશે તે ગ્રથની પ્રથમ આવૃત્તિના પ્રકાશનના હક્કો સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયને અર્પણ થશે પુનર્મુદ્રણ, અનુવાદ, ફિલ્મ, નાટક વગેરે બીજા તમામ હક્કો લેખકના પોતાના જ રહેશે

૯ સમિતિએ લેખકને નિશ્ચિત કાર્ય સોંપ્યુ હશે અને લેખકે તે પુરુ કર્યું હશે, છતાં સમિતિ કોઈ કારણસર એ અસ્વીકાર્ય ગણશે, તો એના અસ્વીકાર છતા લેખકને મહેનતાણાની નક્કી કરેલી રકમનો ત્રીજો ભાગ આપવામા આવશે અને તેના પ્રકાશનના 'સર્વ હક્ક' લેખકના પોતાના રહેશે

૧૫-૩-'૫૦

લોટસ ટ્રસ્ટ વતી
**મનુ સૂબેદાર (પ્રમુખ)**

# સંસ્થા-સમાચાર

## વિવિધ ગ્રંથમાળા

ચાલુ વર્ષે સને ૧૯૪૯-૫૦નું ૭મું પુસ્તક **'શામળના છપ્પા'** ગ્રાહકોને તા. ૨૦-૩-૫૦ના રોજ હંમેશની જેમ બુક-પોસ્ટથી મોકલાયું છે.

છેલ્લાં ૩૮ વર્ષથી ચાલતી આ માળા દ્વારા ૧૬૦૦ પાનાંનું વાંચન ગ્રાહકોને ઘેરબેઠાં માત્ર રૂ. ૬-૮-૦માં અપાય છે. વાર્ષિક લવાજમની રકમ રૂ. ૬-૮-૦માંથી ટપાલખર્ચ અને સેલટેક્સનો સુમારે રૂ. ૧ાા બાદ કરતાં માત્ર રૂ. ૫)માં ૧૬૦૦ પાનાંનું વાંચન ગ્રાહકોને મળે છે.

સસ્તામાં સસ્તાં પુસ્તકો આપી શકાય એ માટે, સ્વામી અખંડાનંદજીએ શરૂ કરેલી આ માળા, અત્યારની સખત મોંઘવારીના સમયમાં પણ ચાલુ રહી શકી છે એમાં ઈશ્વરેચ્છા ને લોકપુણ્ય જ મુખ્યત્વે કારણભૂત છે.

પાછલાં વર્ષોમાં અપાયેલાં પુસ્તકોની યાદી અહીં નીચે આપી છે; તે ઉપરથી જણાશે કે સસ્તામાં સસ્તાં પુસ્તકો મેળવવાં હોય તેમણે આ માળાના ગ્રાહક બની જવું જોઈએ.

### સને ૧૯૪૮-૪૯માં અપાયેલાં પુસ્તકોની યાદી

| | | લેખક | પૃષ્ઠ | મૂલ્ય | ટ. ખ. |
|---|---|---|---|---|---|
| ૧ | યોગીશ્વર યાજ્ઞવલ્ક્ય | જનાર્દન નાનાભાઈ મભારેકર | ૯૬ | ૦-૮ | ૦-૨ |
| ૨ | સંતની વાતો | ગોપાલજી ઠક્કર | ૨૧૬ | ૧-૮ | ૦-૪ |
| ૩ | જીવનચર્યા | વિજયશંકર મુનશી | ૮૦ | ૦-૧ | ૦-૧ |
| ૪ | તન્ત્રકથા (સચિત્ર) | વાલજી ગો. દેસાઈ | ૧૮૪ | ૧-૮ | ૦-૪ |
| ૫ | તુલસી રામાયણનાં મહાવાક્યો | ગોપાલજી ઠક્કર | ૧૧૨ | ૦-૮ | ૦-૨ |
| ૬ | હંસ મહારાજ | રમણીક મહેતા | ૨૮૯ | ૨-૮ | ૦-૫ |
| ૭ | ધમ્મપદ | પં. બહેચરદાસ દોશી | ૧૯૨ | ૧-૦ | ૦-૩ |
| ૮ | ગુલાબસિંહ | મણિલાલ નભુભાઈ | ૪૪૦ | ૪-૦ | ૦-૪ |
| | | | ૧૫૫૧ | ૧૧-૧૪ | ૧-૭ |

ટપાલખર્ચ સાથે રૂ. ૧૩-૫-૦ની કિંમતની ઉપરનાં પુસ્તકો માત્ર રૂ. ૬-૮-૦માં ગ્રાહકોને ઘેરબેઠાં અપાયાં છે.

## ચાલુ વર્ષે ૧૯૪૯–૫૦મા અપાયેલાં પુસ્તકો.

| | | પૃષ્ઠ | મૂલ્ય | ટ. ખ |
|---|---|---|---|---|
| ૧ | સં૦ ૨૦૦૬નુ પંચાગ | ૧૦૪ | ૦–૯ | ૦–૨ |
| ૨ | કહેવતો | ૧૫૬ | ૧–૪ | ૦–૧ |
| ૩ | ગીતાંજલિ | ૯૬ | ૦–૬ | ૦–૧ |
| ૪ | પરમ પૂજ્ય બાપુ | ૧૫૨ | ૧–૦ | ૦–૨ |
| ૫ | પ્રેમપંથ–ભાગ ૨જો | ૧૦૪ | ૦–૪ | ૦–૧ |
| ૬ | દેશ અને કાળ | ૪૫૬ | ૪–૦ | ૦–૪ |
| ૭ | શામળના છપ્પા | ૧૬૦ | ૦–૧૦ | ૦–૧–૩ |
| | | ૧૨૨૮ | ૮–૧ | ૦–૧૩–૩ |

હવે આશરે ૫૩૨ પાનાનુ વાચન આપવાનુ બાકી રહે છે; અને તે બે પુસ્તકો દ્વારા જૂન માસની આખર પહેલાં મોકલી અપાશે.

'વિવિધ ગ્રંથમાળા' ઉપરાંત સર્વોપયોગી સાહિત્યશ્રેણી અને આમ સાહિત્યશ્રેણીમાં પણ જુદાજુદા વિષયોના ઉપયોગી ને સસ્તા પુસ્તકો પ્રસિદ્ધ થાય છે, તે પ્રત્યે વાચકબંધુઓનુ ધ્યાન દોરવામાં આવે છે

## નવા પ્રકાશનો

**શિક્ષાપત્રી** સ્વામીનારાયણ–સંપ્રદાયનુ આ ઉત્તમ પુસ્તક શ્રી કિશોરલાલ મશરૂવાળાના આમુખ સાથે બહાર પડ્યુ છે પાન ૧૦૪ કિં ૦–૬

**સત–ગુરુનો પરિચય** લે૦ સ્વામી પ્રકાશાનંદજી વેદાંત, તત્ત્વજ્ઞાન અને કેટલાયે ગૂઢ પ્રશ્નોનો સાદી ભાષામા સરળ પરિચય આપતુ પુસ્તક. પાન ૩૫૨ કિં ૨–૦

**સુખ, સામર્થ્ય અને સમૃદ્ધિ** (તથા વિચારોના ચમત્કાર) ૪૮૦ કિં ૩–૦

**વિશ્વામિત્ર ને હરિશ્ચંદ્ર** (આમશ્રેણી) લે૦ રામનારાયણ ના પાઠક મહર્ષિજીના જીવનપ્રસંગોનુ સચિત્ર આલેખન પાન ૬૪ કિં ૦–૪

**વીર હનુમાન** (આમશ્રેણી) લે૦ સોમાભાઈ ભાવસાર બાળકોને માટે તૈયાર કરેલું વીર હનુમાનજીનુ સચિત્ર જીવનચરિત્ર. પાન ૪૮ કિં ૦–૩

## પુનરાવૃત્તિ

**ગિરધરકૃત રામાયણ** ત્રીજી આવૃત્તિ પાન ૭૫૨ કિં ૪–૮,

**મનુસ્મૃતિ** પંડિતશ્રી કુલ્લૂકની ટીકા સાથે બીજી આવૃત્તિ. પાન ૮૦૮ કિં ૪–૮

**ગીતાંજલિ**, (આમશ્રેણી) અનુ૦ સ્વ૦ કાંત આવૃત્તિ ૨જી. પાન ૯૬ કિં ૦–૬

**હરડે** (આમશ્રેણી) અમૃત સમી ઔષધીનો પરિચય પાન ૮૦ કિં ૦–૬

આ સંસ્થા તરફથી છેલ્લા પાંચ વરસમા સ્વ૦ કાન્ત, સ્વ૦ કલાપી, કાકાસાહેબ કાલેલકર, શ્રી કનૈયાલાલ મુનશી, શ્રી કૃષ્ણલાલ ઝવેરી, શ્રી જ્યોતીન્દ્ર દવે, શ્રી ગોપાળ, શ્રી માણેક ડો હરપ્રસાદ દેસાઈ શ્રી વાલજી દેસાઈ શ્રી પીતાંબર પટેલ, શ્રી ચુનીલાલ મડિયા, ઇત્યાદિ ગુજરાતના આધુનિક વિચારશીલ લેખકોના પુસ્તકો પ્રસિદ્ધ થયા

